# ગુરૂબોધ.



રચયિતાઃ

યોગનિષ્ઠાધ્યાત્મજ્ઞાનદિવાકર.

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી.



પ્રકાશક,

સત્યેન્દ્રપ્રસાદ મહેતા.

ઉત્કૃષ્ટ મુદ્રણાલયમાં પુરસોતમ શા કરદાસે છાપ્યુ—અમદાવાદ.

શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા ગ્રન્થાંક ૧૬.

परोपकाराय सतां विभूतयः

# ગુરૂબોધ.

રચયિતા.

યોગનિષ્ઠાધ્યાત્મ જ્ઞાનદિવાકર

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી.

સહાયક,

શેઠ. કોરશીભાઈ વિજપાલ.

કચ્છ-મોટા આસંબીઆવાળા.

પ્રકાશક,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

દ્વિતિયાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૫૦. વિક્રમાર્ક. ૧૯૮૦ સને ૧૯૨૪.

મૂલ્ય રૂ. ૧--૦--૦

કચ્છ–મોટાઆસંબીઆવાળા,

શ્રી કોરશીભાઈ

પરમ પૂજ્ય સ્વર્ગસ્થ

પિતાશ્રી

# શેઠ વિજપાલ નેણસીના

શુભ સ્મરણાર્થે આ ઉપયોગી પુસ્તક

પ્રગટ કરવામાં આવ્યું છે.

પરમકૃપાળુ પરમાત્મા

તેમના અમર આત્માને

અખંડ શાન્તિ

સમર્પો.

લી.

સત્યેન્દ્ર મહેતા.

॥ ॐ ॥



शास्त्रविशारद योगनिष्ठाध्यात्म ज्ञानदिवाकर.

जैनाचार्य श्रीमद् बुद्धिसागर सूरिश्वरजी.

Krishna art Works, Vithaldas Road Bombay 2.

# યોગનિષ્ઠાધ્યાત્મ જ્ઞાનદિવાકર જૈનાચાર્ય
# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીનો

# પુણ્ય પરીચય.

મહાપુરૂષોનો ઉદ્‌ભવ હમેશા જગતના કલ્યાણને અર્થેજ હોય છે. મહાત્માઓ જગતમાં ફેલાએલા અજ્ઞાન—વ્હેમો--હિંસા--પાખંડ--અરાજકતા—ખોટી રૂઢીઓ વગેરે અનિષ્ટ અંધકારને પોતાના જ્ઞાનોપદેશ અને સચ્ચારિત્ર વડે દૂર કરી સત્યજ્ઞાન ભાનુના પ્રકાશવડે પ્રકાશ પ્રકટાવી જગતને જાગૃત કરે છે.

આવા આદર્શ મહાપુરૂષો પૈકી શ્રીમદ્ બુદ્ધિસાગરજીનું ઉજ્વળ પરોપકારી જીવન યથામતિસાદર કરવાનું યોગ્ય સમજું છું.

આ પૂજ્ય મહાત્માનો જન્મ વિદ્યાપુર—વિજાપુર ગામમા સંવત ૧૯૩૦ ના માઘ વદી ચતુર્દશી—મહાશિવરાત્રિના પુણ્ય દિવસે થયો હતો. શ્રીમદ્‌ના પિતાશ્રી **શિવજીભાઇ** તથા માતૃશ્રી **અંબાબાઇ** જગતમાં મનાતી જ્ઞાતિએ પાટીદાર હતાં. મહાત્માશ્રીને પૂર્વાવસ્થામા બે બંધુઓ અને બે બ્હેનો હતાં. તેમના પૂર્વજો કુર્મી ક્ષત્રિય હતા. તેમના પિતા ખેતીનો ઉત્તમ ધંધો કરતા. પ્રભુ કૃપાએ તેમનું કુટુંબ સુખી હતું અને હાલ પણ સૂખી છે. મહાત્માશ્રીનું સંસારી નામ **બેચરદાસ** હતું. આ પૂર્વ પરિચિત બહેચરદાસ લગભગ સો ગુર્જર-સંસ્કૃત-હિંદી ભાષાના મહા ગ્રંથોના રચયિતા-સાગર ગચ્છ ગગન દિનમણી અદ્‌ભુત જ્ઞાની, મહાકવી, પ્રખર વક્તા અને સમર્થ લેખક શ્રીમદ્ પોતે હશે-થશે એમ તે વખતે કોણ કહી શકે?

સત્યજ છે કે હિરા-રત્ન કોલસાની ખાણુમાંથી અને કુંદન માટીમાંથી જ પ્રકટે છે. શ્રીમદે સાત વર્ષની વયે ગામડી શાળામાં વિદ્યાભ્યાસ શરૂ કરી ઉંચે નંબરે પાસ થઈ વિજાપુરના પ્રતિષ્ઠિત જ્ઞાની વયોવૃદ્ધ જૈન ગૃહસ્થ **શેઠ નથુભાઇ મંછાચંદ**ની વાત્સલ્ય ભરી મદદથી આગળ અભ્યાસ વધાર્યો. તેઓશ્રીમાં બુદ્ધિ વિકાશ અને જ્ઞાનવિલાસ વધવા લાગ્યાં. આ પછી તેમના પિતાશ્રી વગેરે તરફથી લગ્નને માટે કહેવામાં આવતાં શ્રીમદે પોતે આ જન્મ કૌમાર્ય પાલનનો નિશ્ચય નિવેદન કર્યો. અને આજ પર્યંત પોતાનું પવિત્ર જીવન બ્રહ્મચર્યાવસ્થામાં જ વ્યતિત કર્યું છે. શ્રીમદ્‌ને પ્રથમથીજ સંસાર ઉપર ઉદાશીન ભાવ વર્તતા હતો. પોતે જાણે સાધુ થવાનેજ જન્મ્યા હોય તેમ સંસારના રંગરાગ–સ્નેહ સંબંધો તરફ બે દરકાર અને અધ્યાત્મ જ્ઞાન તરફ અતીશય રૂચીવાળા હતા. સંસારની અસારતાનો પાઠ શીખીનેજ આવેલા એ બાળ યોગીગજને શાસ્ત્રાભ્યાસ–તપશ્ચર્યા--ગુરૂસેવા આદિ ઘણાંજ પ્રિય હતાં. આ પછી તેઓશ્રીને મહાજ્ઞાનીમહાત્મા **શ્રીમદ્ રવિસાગરજી** મહારાજનાં દર્શન થયાં. શ્રીમદ્‌ને તે પવિત્ર મહાત્મા પ્રત્યે પૂજ્ય ભકિતભાવ પ્રકટ્યા. શ્રીમદ્ પર શ્રી ગુરૂવર્યની પણ સંપૂર્ણ કૃપા ઉતરી શ્રીમદ્‌ના ગુરૂવર્યે સંવત ૧૯૫૪ ના જેઠ વદી ૧૧ ના રોજ કાળ કર્યો. શ્રીમદ્ આ વખતે ત્યાં તેમની સેવામાં હતા. શ્રીમદ્‌ને ધ્યાનનો અભ્યાસ ઘણો વધ્યો હતો. માતા પિતાની હયાતીમાં દીક્ષા નહિ લેવાની વૃત્તિ વાળા શ્રીમદ્‌નાં માતા-પિતા સંવત ૧૯૫૬ માં કાળ ધર્મને આધિન થયાં. આ પછી સંવત ૧૯૫૭માં શ્રીમદ્ પાલનપુરમાં **શ્રીસુખસાગરજી મહારાજના** દર્શનાર્થે આવ્યા અને **શ્રી હિરવિજયસૂરિ**ના ઉપાશ્રયમાં ધ્યાન ધરતાં-કરતાં દિક્ષાના પરિણામ પૂર્ણ પણે વિકાશ--વૃદ્ધિ પામ્યા, તેજ રાત્રે

આ સદ્ વિચારો ગુરૂમહારાજને વિદિત કર્યા. મધ્યાન્હે જૈનશાળાની પરિક્ષા લીધા બાદ રાત્રે થયેલો આ નિશ્ચય શ્રી સંઘે જાણ્યો, સર્વત્ર હર્ષ પ્રસર્યો. બીજે દિવસે સપ્તમીના શુભ દિવસે સંઘ સમક્ષ ભારે આડંબર પૂર્વક પૂર્ણ પ્રેમથી શ્રીમદે સંસાર ત્યાગી દિક્ષા લીધી. આ પછી શ્રીમદે ઉપદેશદ્વારા જગતના લોકોનું કલ્યાણ કરવાનું કાર્ય આરંભ્યું. સાહિત્યક્ષેત્રમાં પણ તેમની લેખિની પૂર ઝડપે ગમન કરવા લાગી. શ્રીમદ્‌ની લેખન શૈલી સરળ અને ભાવવાહી છે. વર્તમાન કાલિન જૈન યા જૈનેતર કોમના અન્ય સાધુ--આચાર્ય આટલા વખતમાં લગભગ ૧૫૦ જેટલા ગુજરાતી--સંસ્કૃત--હિન્દી મહાગ્રંથો પોતે જાતે જ લખવાનું અમારી જાણમાં નથી. આવા ઉત્તમ આત્મજ્ઞાન યુક્ત ગદ્ય--પદ્ય મહાગ્રંથોના મહા લેખક તરીકે ભારતભૂમિમાં અગ્રસ્થાને ઉભેલા આ પવિત્ર મહાત્માને જોતાંજ જાણે તેમના કંઠમાં શ્રી શારદાદેવી સ્વહસ્તેજ વિજયમાળ ન અર્પતાં હોય એમ ભાસ થાય છે, જગતના ઉપકારક આ પૂજ્ય મહારાજશ્રીનું જીવન આત્માની દૈવી શક્તિયોથી ભરપુર છે, જગતપર તેમના અનેક ઉપકારો થયા છે અને થાય છે. શ્રીમદ્ અત્યારે ભારતવર્ષના પૃથ્વિ તલને પાવન કરતા પોતાની અમૃતવાણીથી પ્રજાજનોને સદ્‌જ્ઞાન સમજાવતા વિચરી રહ્યા છે. લગભગ પચાસ વર્ષની ઉમ્મર થવા છતાં; શરીર નરમ હોવા છતાં ગ્રંથ લેખનનું કાર્ય પણ ચાલુજ છે. વિશ્રાન્તિ શું છે તે તેમણે જાણ્યું જ નથી. આ મહાન સાધુરાજનું જીવન ખરેખર પુણ્યમય અને પરોપકારાર્થે જ છે. આવા પુણ્યપ્રતાપી મહાનુભાવ યોગીરાજને અમારા પુનઃ પુનઃ પ્રણામ છે. પરમકૃપાળુ પરમાત્મા શ્રીમદ્‌ને અપૂર્વ આત્મબળ સમર્પી દીર્ઘાયુ કરો.

સત્યેન્દ્ર મહેતા.

## નિવેદન.

યોગનિષ્ઠ મુનીરાજ **શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી**ના પવિત્ર નામથી આજે ભાગ્યેજ કોઇ ગુર્જર વાંચક અજાણ્યુ હશે ! આ પૂજ્ય આચાર્યશ્રીએ તત્વજ્ઞાન અને વિદ્વતા ભર્યાં અનેક શુભ ગ્રંથો રચી અને સત્ય ઉપદેશ દ્વારા શુભજ્ઞાન સમર્પી ભારતીય જનોપર મહાન્ ઉપકાર કર્યો છે. આ ગુરૂબોધ ગ્રંથ પણ તે પૂજ્ય મહાત્માની પવિત્ર પ્રસાદી છે. આ પુસ્તકમાંનો ઉપદેશ પ્રથમ "બુદ્ધિપ્રભા" માસીકમાં પ્રકટ કરવામાં આવ્યો હતો. જ્ઞાનમાર્ગના અભ્યાસીઓને તેમજ જીવનના પ્રારંભમાં પ્રવેશતા યુવાનોને એ ઉપદેશ–જ્ઞાન વિશેષ ઉપયોગી અને ઉપકારકારક જણાયાથી તેને **શ્રીમદ્ બુદ્ધિસાગરજી** ગ્રંથમાળાના સોળમા મણુકા તરીકે **શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળે** સંવત ૧૯૬૭ માં પુસ્તક રૂપે પ્રથમાવૃતિ બહાર પાડી હતી. આ પરોપકારી મંડળે આ ઉપરાંત પણ જૈન ધર્મનાં સદ્જ્ઞાન યુક્ત અનેક પુસ્તકો બહાર પાડી જૈન તેમજ જૈનેતર સમાજપર અતુલનિય ઉપકાર કર્યો છે.

બાળકોને બાલ્યાવસ્થાથી જેવા સંસ્કાર પાડ્યા હોય તેવા પડે છે. આથી બાળકોને વિદ્યાર્થી અવસ્થામાંજ આવા સુબોધક પુસ્તકોનું પઠન–મનન કરવા પ્રત્યે શિક્ષકો અને માબાપો જો બરાબર લક્ષ આપે તો સાંપ્રત સમયમાં સ્વતંત્રતાને નામે જે અનિષ્ટકારક સુધારો ભારતનાં ભાગ્યવંતાં સંતાનોના કુમળા મગજમાં પ્રવેશી તેમના ભાવિ જીવન ઉપર જે ખરાબ અસર નિપજાવે છે, તે ટળી

જશે; અને પરિણામે તેમનાં હૃદય ઉચ્ચ ભાવનાથી ભરપુર બની સંસ્કારી-ઉન્નત બનશે. એવાં સદ્ગુણી બાળકો યુવાવસ્થા પ્રાપ્ત થતાં અનેક સદ્ગુણોથી અલંકૃત થઇ વિશ્વપ્રેમી બનશે અને સર્વનું કલ્યાણ કરવા સાથે શુભ આત્મજ્ઞાન પણ સંપાદન કરી શકશે.

મને આ ગ્રંથ વાંચવાનો અલભ્યલાભ મારા પરમ શુભેચ્છક-સ્નેહિ—**શ્રી કોરશીભાઈ વિજપાલ**—કચ્છ આગંબીઆવાળા તરફથી પ્રાપ્ત થયો હતો. આ ગ્રંથની પ્રથમાવૃત્તિ તેમણે તેમના પિતાશ્રી **વિજપાલ** શેઠની શુભ યાદમાં શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ દ્વારા પ્રસિદ્ધ કરાવી હતી. શ્રી કોરશીભાઈના સદ્ગુણોનું વધુ વિવેચન અત્રે નહિ કરતાં ફક્ત એટલુંજ જણાવવાનું ઉચિત સમજું છું કે તેઓ શ્રી એક આદર્શ ગૃહસ્થ છે. તેમના જીવનની ટુંક રૂપરેખા મેં મારા કુસુમકાન્ત સંસાર શેત્રંજ નામક પુસ્તકમાં આપેલી છે. તેઓશ્રી પોતાનું નામ યા કીર્તિ પ્રકાશમાં-જાહેરમાં આવે તેવું બિલકુલ ઇચ્છિતાજ નથી. એ બાબતની તેમણે મને પણ મના કરેલી છે. છતાં આટલું લખી જવાયું છે તેને માટે તે ઉદારાત્માની ક્ષમા ઇચ્છું છે અને તે આપશે જ એવી મને સંપૂર્ણ આશા છે. આ પુસ્તકની દ્વિતિઆવૃત્તિ પણ તેમની શુભ સ્હાયતાથીજ બહાર પાડવાને હું ભાગ્યવાન થયો છું.

આ પુસ્તક પ્રગટ કરવામાં કેટલીક સૂચનાઓ કરવા બદલ તથા આચાર્ય મહારાજના જીવન ચારિત્રથી મને વાકેફ કરનાર શ્રીમદ્ બુદ્ધિસાગર મહારાજશ્રીના અનન્ય ભક્ત અને શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળના વિદ્વાન અને સત્યપ્રેમી વ્યવસ્થાપક પાદરા વાસી વકિલ **મોહનલાલ હિમચંદ** નો તથા મહેસાણા

નિવાસી ભાઇ મોહનલાલ નગીનદાસ ભાખરીયાએ સમયસર મહારાજશ્રીની છબીઓ તૈયાર કરાવી મોકલી આપવા બદલ તે બન્ને સદ્દગૃહસ્થોનો આ સ્થળે ઉપકાર માનવો યોગ્ય સમજું છું. આ પુસ્તક પર્યુસણ પર્વમાં જ બહાર પાડવાની અમારી ઇચ્છા હતી પરંતુ મનુષ્યની ઇચ્છા શું કામની ? કેટલાક અનિવાર્ય સંયોગોના કારણે આ પુસ્તક પ્રકટ કરતાં વિલંબ થયો છે. પ્રુફ સંશોધનમાં ઉતાવળના કારણે કદાચ ભૂલો પણ રહી ગઈ હશે, તેના માટે ઉદાર વાચકવૃંદને ઉદારતાથી જોવાની વિનતિ છે. અંતમાં કહેવાનું એજ કે સર્વ સદ્‌જ્ઞાન પ્રાપ્ત કરી ભારતના ગૌરવમાં વધારો કરો. પરમ કૃપાળુ પરમાત્મા સર્વનું શુભ કરો.

વિક્રમાર્ક ૧૯૮૦
ભાદ્રપદ શુક્લ પંચમી.
શાહપુર–અમદાવાદ.

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શ્રીમદ્ બુદ્ધિસાગરજી કૃત.

# "શ્રી ગુરૂબોધ."

## પ્રકરણ ૧ લું.

### પ્રાતઃકાળ.

પ્રભાતના પ્રહરનાં ચિહ્નો જણાતાં હતાં. અર્ધનિદ્રા અર્ધજાગ્રત જેવી અવસ્થા હતી. જગત્ શાન્ત દેખાતું હતું. કોઇ સંસ્કારના વશથી પુણ્યબલ-પ્રેરાએલ શ્રી સદ્‌ગુરૂની મૂર્તિ તેવી અવસ્થામાં આંખો સામે ભાસવા લાગી. જેમ જેમ ટગર ટગર જોઉં છું તેમ તેમ ઠેઠ પાસે આવવા લાગી. આનન્દપ્રદ આંખોનો ચળકાટ હતો. મુખવસ્ત્રિકા અને રજોહરણથી અલંકૃત પ્રતિમા દેખી સર્વ અવયવમાં પરિપૂર્ણ શાંતતા દેખી. રાગદ્વેષ વિનાનું શાંત વદન, અપ્રતિમ આનંદનું ભાન સુચવતું હતું. સાક્ષાત્ જાણે સદ્‌ગુરૂ આવ્યા હોય તેવી સ્થિતિ દેખાવા લાગી,

હર્ષોલ્લાસથી ઉઠયો. શ્રી સદ્‌ગુરૂને વિધિપૂર્વક વંદન કર્યું. હર્ષાશ્રુ આવી ગયાં. હું શ્રી ગુરૂની સ્તુતિ કરવા લાગ્યો.

જય જય શ્રી સદ્‌ગુરૂજી ભવભય ભંજક દુઃખ હરારે;
જ્ઞાતા પરોપકારી મંગલકારક સુખ કરારે. જય. ૧
સમ્યગ્ જ્ઞાન પ્રરૂપક સ્વામી, નામિ પણ નિશ્ચય નિર્નામી;
પુણ્યોદયથી વ્હાલા આ અવસરમાં અવતર્યારે. જય. ૨
અન્તર ચક્ષુદાતા ધ્યાની, વાત નહિ કોઇ તુજથી છાની,
જય જય જગદીશ્વર વિવેકી સદ્‌ગુણ સહુ ભર્યારે. જય. ૩
જાવજીવ શ્રી સદ્‌ગુરૂ સેવા, અનુભવ અમૃત સુખના મેવા;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ દેવા, અનુભવ સુખ વર્યારે. જય. ૪

આ પ્રમાણે સદ્‌ગુરૂની સ્તુતિ કરી વંદન કરી તેમના સામું બે હસ્ત જોડી ઉભો રહ્યો. શ્રી સદ્‌ગુરૂ વાણી પ્રકાશવા લાગ્યા. તેઓશ્રીએ મારા મસ્તકપર કૃપામય હસ્ત મૂકયો. તે સમયે મનમાં અલૌકિક આનંદનું ભાન થયું, ત્યારે મને સ્મરી આવ્યું કે અહો, મહાપુરૂષની કૃપામાં અદ્‌ભૂત શક્તિ રહેલી છે. શ્રી સદ્‌ગુરૂએ પ્રસન્ન વદને કહ્યું કે હે શિષ્ય ! જગત્‌માં સારભૂત હું તને તેર રત્ન આપું છું. આ આ તેર રત્ન અલૌકિક છે. દેવતાઓને પણ દુર્લભ છે. અનેક ભવ્ય જીવો તેર રત્નના મહિમાથી પરમાત્મ સ્વરૂપમાં લીન થયા છે, થાય છે, અને થશે. એમ કહી પ્રત્યેકનું યથાર્થ સ્વરૂપ કહી બતાવ્યું. તે નીચે મુજબ તેર ચિંતામણિરત્ન છે.

(१) विनय, (२) विवेक, (३) मैत्री, (४) दया, (५) सत्य, (६) अस्तेय, (७) ब्रह्मचर्य, (८) संतोष, (९) श्रद्धा, (१०)भक्ति; (११) दान, (१२) आत्मज्ञान, अने (१३) समाधि.

આ તેર રત્નોનું સ્વરૂપ શ્રી ગુરૂએ અમૃત વાણીથી વર્ણન કર્યું અને કહ્યું કે હે ભવ્ય! આ તેર રત્નોનું યથાર્થ સ્મરણ કરી ગ્રહણ કરજે. ત્હારા આત્માની ઉન્નતિ આ માર્ગથી થવાની છે. ત્હારૂં જીવન આ તેર રત્નના મહિમાથી પ્રતિદિન ઉચ્ચ થશે. ગૃહવાસમાં અને ત્યાગાવસ્થામાં પણ યથાયોગ્ય આ તેર રત્નોનું સેવન કરવાથી અનંત સુખની ખુમારી પ્રગટે છે. હે ભવ્ય! આ તેર રત્નોનો અપાર મહિમા છે. ઈત્યાદિ સદુપદેશ આપી શ્રી સદ્ગુરૂ તિરોહિત થઈ ગયા. ઘણું જોયું તોપણ દેખાયા નહિ. તેમના ઉપદેશાનુસાર પ્રત્યેક રત્નનું સ્વરૂપ વિચારવા લાગ્યો.



૨

## વિનયરત્ન.

१ धर्मस्य मूलं विनयः। २ विनयाद् विद्याप्राप्तिः

ધર્મનું મૂળ વિનય છે. વિનયથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. વિનય અમૂલ્ય વશીકરણ છે. જે જે મનુષ્યો પ્રતિ જે જે પ્રકારે વિનય કરવો ઘટે તે તે પ્રકારે કરવો.

વિનયથી અમૂલ્ય સદ્ગુણોને આત્મા ગ્રહણ કરે છે. વિનય વિનાનું જીવન સુખપ્રદ થતું નથી. જે જે મહાત્માઓ થઇ ગયા, તેઓનું ઉચ્ચ વર્તન વિનયથી હતું. જગત્માં વિનયથી મનુષ્યો સુખની લીલાને પામે છે. **માતાનો વિનય, પિતાનો વિનય, વિદ્યાગુરુનો વિનય, મોટાનો વિનય, ઉચિત વિનય, ધર્મગુરુ વિનય**. વગેરે વિનયના અનેક ભેદ છે. પ્રથમ તો માતાના પેટમાં મનુષ્યોને રહેવું પડે છે. માતા ગર્ભનું પ્રેમથી પોષણ કરે છે. ગર્ભની બાહિર નીકળતાં પણ દુધપાન, ખવરાવવું, અને પીવરાવવું વગેરે અનેક ઉપાયોથી જનની, ઉત્પન્ન થનાર બાલક તથા બાલિકાપ્રતિ ઉપકાર કરે છે. માતાનો અપૂર્વ ઉપકાર છે. માતાની પુત્ર પુત્રીઓપ્રતિ અમૃતદૃષ્ટિ રહે છે.

**श्लोक.**

जनन्यै प्रातरुत्थाय, नमस्कारं करोति यः ॥
तीर्थयात्रा फलं तस्य, तत्कार्योऽसौ दिने दिने ॥ १ ॥

**પ્રાતઃ**કાળમાં ઉઠીને જે **માતાને** નમસ્કાર કરે છે તે તીર્થયાત્રાનું ફળ પામે છે, માટે પ્રતિદિન માતાને નમસ્કાર કરવા જોઈએ. માતાને નમસ્કાર કરવાથી પુત્ર પુત્રીઓ સુખી થાય છે. માતાપ્રતિ ઉચ્ચવિનયથી વર્તવું જોઈએ. માતાની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. માતાના સ્નેહથી પુત્ર પુત્રીઓની જીંદગાની સુધરે છે. પ્રથમના સમયમાં માતા એક

પૂજ્ય મનાતી હતી તેથી પૂર્વકાલમાં ભારતવર્ષની ઉન્નતિ હતી. હાલમાં પુત્ર પુત્રીઓ જોઇએ તેવો માતાપ્રતિ વિનય રાખતાં નથી તેથી માતાના આશીર્વાદને પાત્ર થતાં નથી.

કેટલાક પુત્રો તો માતાના વિનયને હસી કાઢે છે અને સ્વાર્થના માટે નીચ જનનો પણ વિનય કરે છે, તેવા પુત્રોનું કલ્યાણ થતું નથી. માતાને દેખી બે હસ્ત જોડી નમસ્કાર કરવા, વિનય વચનથી તેમની સાથે બોલવું, મનમાં પણ માતાના પ્રતિ ઉચ્ચભાવ રાખવો. કેટલાંક પુત્ર પુત્રીઓ સ્વાર્થ હોય છે ત્યાંસુધી માતાનો વિનય કરે છે અને જ્યારે સ્વાર્થ હોતો નથી, ત્યારે માતાને નમતા નથી અને તેને બોલાવતા નથી. આવા સ્વાર્થસાધક અધમ પુત્ર પુત્રીઓથી પોતાનું કલ્યાણ તથા દેશનું કલ્યાણ પણ થતું નથી. કેટલાક માતાને નમસ્કાર કરતાં શરમાય છે પણ તેમણે વિચારવું જોઇએ કે માતાના ઉદરમાં નવ માસ રહેતાં કેમ લજ્જા આવી નહીં! જો તમારી પેઠે તેણી તમને ઉદરમાં રાખતાં લજ્જા પામી હોત તો તમારૂં જન્મવું પણ થાત નહીં. અવિનયી પુત્રો તથા પુત્રીઓએ વિચારવું કે, તમારા પ્રતિ માતાએ જે ઉપકાર કર્યા છે, તેવા ઉપકાર તમો માતાના પ્રતિ કરી શકશો કે ? ના નહિ. પુત્ર પુત્રીઓના હિત માટે જનનીએ ખાવા ખાવાપીવા માટે કેવા નિયમ સાચવ્યા છે, ગર્ભની બાહિર નીકળતાં માતાને કેટલું બધું દુઃખ પડયું છે. શું

તેનો ઉપકાર વિનય કર્યા વિના તમો વાળી શકશો કે ? ના કદિ નહિ. બાલ્યાવસ્થામાં તમારી જે સેવા ઉઠાવી છે તેનું તમો સ્મરણ કરો. શેઠ વા રાજાને ઝુકી ઝુકીને સલામ કરો છો ત્યારે શું તેના કરતાં તમારી માતા ગઇકે ? માતાની પ્રસન્નતા મેળવવા તમે નસીબવાન્ નથી તો પ્રભુની કૃપા શી રીતે મેળવી શકશો ? જે મનુષ્ય જનનીને હીન ગણે છે ત્યારે તેનો આત્મા પણ હીન થાય છે. પૂર્વકાલમાં પુત્રો માતાનો વિનય વિશેષત: જાળવી શકતા હતા ત્યારે તે સમયના આર્યપુત્રો મહા સમર્થ થતા હતા, તમે સત્તાવાન્ થાઓ, લક્ષ્મીવાન બનો, વિદ્વાન બનો તોપણ તમારી માતાથી ઉચ્ચ બનવાના નથી, તમારા આખા જીવનમાં તમારી માતા ઉપકાર કરનારી કહેવાશે, માતાની દયાદૃષ્ટિ–પ્રેમદૃષ્ટિ–જેવી પુત્ર પુત્રીઓપર રહે છે તેવી અન્યપર રહેતી નથી. દુ:ખ વેઠીને પણ માતા પુત્રો તથા પુત્રીઓનું પોષણ કરે છે, પુત્ર પુત્રીઓનું ભલું દેખી ખુશી થાય છે અને પુત્ર પુત્રીઓનાં દુ:ખ ટાળવા પ્રયત્ન કરે છે. પ્રેમનો અપૂર્વ દાખલો બેસાડનાર માતા છે. માતાની કૃપાદૃષ્ટિનું ઘણું માહાત્મ્ય છે. પુત્ર તે કુપુત્ર થાય પણ માતા કુમાતા થતી નથી. માતાની પ્રેમલાગણીથી પુત્ર તથા પુત્રીઓનું જગત્માં ભલું થાય છે. વિનયી પુત્ર પુત્રીઓ માતાની આજ્ઞાનુસાર વર્તે છે, તેમના વચનનો લોપ કરતાં નથી, માતાના પ્રતિ જેનો

વિનય હોય છે, તેનો પ્રભુના પ્રતિ વિનય થાય છે. જે પુત્રો માતાનો વિનય સેવીને કાર્ય કરે છે, તેઓ દરેક કાર્યમાં જય મેળવે છે. શ્રીમહાવીરસ્વામી ચોવીસમા તીર્થંકર થયા, ચોસઠ ઈન્દ્રપૂજિત હતા, વીરપ્રભુ માતાના ઉદરમાં હાલ્યાચાલ્યા વિના રહ્યા. પ્રભુના મનમાં એમ આવ્યું કે જો પેટમાં હાલીશ તો મારી માતાને દુઃખ થશે તેથી તેમણે સ્થિર રહેવાની પ્રવૃત્તિ કરી તેથી માતા વિલાપ કરવા લાગી " અરે કેમ મારો ગર્ભ હાલતો નથી " મહા દુઃખ પામવા લાગી, શ્રી વીરપ્રભુએ અવધિજ્ઞાનથી માતાનો અભિપ્રાય જાણી લીધો અને વિચાર્યું કે અહો જગતમાં મોહની કેવી લીલા છે કે ગર્ભમાં છતાં પણ માતાનો અપૂર્વ-સ્નેહ છે તો બાહિર નીકળતાં તો ઘણો સ્નેહ થવાનો. ત્યારે તેમણે માતાપિતાને દુઃખ ન થાય એમ જાણી પ્રતિજ્ઞા કરી કે, " **मातापिता जीवतां संयम नविग्रहु** " માતાપિતા જીવતાં સંયમ ગ્રહણ કરૂં નહિ. આવી પ્રતિજ્ઞા માતાની ઉપકારબુદ્ધિ તથા સ્નેહની લાગણીથી કરી. શ્રી વીરપ્રભુ સરખાએ પણ જનનીનો વિનય કર્યો. અન્ય મનુષ્યોએ તેઓશ્રીનો દાખલો લેઈ વિનયમાં રક્ત થવું જોઈએ. **विनय वैरीने वश करे**; આ નાની સરખી કહેવત ભૂલવી જોઇતી નથી. સ્ત્રી પરણ્યાબાદ સ્ત્રીના વશીભુત થએલા કેટલાક યુવાન્ પુરૂષો માતાનો તિરસ્કાર કરે છે. કેટલાક તો તાડુકે છે અને ગાળ પણ દે છે. ભવ્યો ! વિચારશો તો જણાશે કે આવા પુત્રોથી પોતાનું અને

અન્યનું કલ્યાણ થઇ શકતું નથી. કેટલાક પુત્રો તો માતાને વૃદ્ધ દેખી તેના તરફ અણગમો દર્શાવે છે, આવી અવિનયની વૃત્તિથી તેઓના પુત્રોમાં અવિનય ઘુસી જાય છે અને અવિનયની પરંપરા કુટુંબમાં વૃદ્ધિ પામે છે. કેટલાંક પુત્રપુત્રીઓ માતાની આજ્ઞાઓ ઉઠાવતાં નથી અને ઉલટું માતાના દોષો અન્યની આગળ કહે છે. માતાની નિંદા કરે છે, તેવાં પુત્ર પુત્રીઓ વિનયરત્નનો મહિમા જાણી શકતાં નથી. માતાની નિંદા કરવી, માતાના સામું બોલવું ઇત્યાદિ અવિનયથી પરમાત્માની પ્રાપ્તિ થતી નથી. જેણે માતાની ઉપકારબુદ્ધિ જાણી નથી તે અન્યની ઉપકારબુદ્ધિ શી રીતે જાણી શકશે ? અન્યદેવીઓની મૂર્તિઓ આગળ કરગરીએ છીએ અને ગાય જેવું ગરીબ મુખ કરીએ છીએ, તેવી વૃત્તિ માતાની આગળ હોય તો આત્માની ઉન્નતિ થાય. માતાનો સ્વભાવ ચીડીઓ હોય તોપણ પુત્ર પુત્રીઓએ ગમ ખાવી, ગમે તેવા દુઃખના સંયોગોમાં જ્યાં સુધી ગૃહાવાસમાં રહેવાનું છે, તાવત્ માતાનો વિનય મૂકવો નહીં. આ જગત્માં ઉત્તમ પુરૂષો વિનયથી શોભી શકે છે. જ્યાં સંપ હોય છે ત્યાં જંપ હોય છે, તેમ યત્ર વિનય હોય છે તત્ર સર્વ સદ્ગુણો આવીને વસે છે. આ જગત્માં શાન્તિ મેળવવી હોય તો માતાનો વિનય મૂકવો નહિં. કેટલાક સ્વાર્થાંધ પુત્રો માતા શિખામણ આપે છે તો તે કંઇ હિસાબમાં

ગણુતાં નથી, જાણે માતા બબડયા કરે છે એમ માને છે; તેઓ વિચાર કરશે તો માલુમ પડશે કે હિતકારક માતાની શિખામણ પરિહરતાં અહિતની પ્રાપ્તિ થવાની, માતાને પગે લાગવું એટલે માતાનો વિનય પૂર્ણ થયો એમ માનવું નહિ, માતાની મરજી અનુસારે વર્તવું જોઇએ. પુત્રોના વિચારથી માતાના વિચાર જુદા હોય તો પણ માતાના હૃદયમાં પોતાના વિચારો ઉતારવા પણ ઉતાવળીયા થવું નહિ. માતાના વિચાર સારા હોય તો પોતાના વિચાર સુધારવા હઠ કદાગ્રહ કરવો નહીં. માતાના વિચારો પુત્રને દુ:ખ આપવાના તો હોય જ નહિ, શ્રી કૃષ્ણભગવાન્ અને બળદેવે તથા રામચંદ્ર અને લક્ષ્મણે માતાનો વિનય કર્યો છે તેવી રીતે વિનય કરવો જોઈએ. પુત્ર અને પુત્રીઓમાં જે કોઇ વિનયવંત હોય છે તેના ઉપર માતાનો વિશેષ પ્રેમ હોય છે, માતાના વિનયથી પુત્ર પુત્રીઓનાં હૃદય નિર્મળ બને છે. જ્યારે ગંગા અને યમુના નદીને જે લોકો નમસ્કાર કરે છે તેઓએ વિચારવું કે શું નદીઓના કરતાં માતાનો ઉપકાર ઓછો છે ? નદી કરતાં શું માતા મોટી નથી ? પુત્ર પુત્રીઓએ માતાને સવારમાં પગે લાગવું જોઈએ અને મન, વચન કાયાથી માનો વિનય કરવો જોઇએ. માનો વિનય કરવો એ દુનિયામાં પ્રથમ કર્તવ્ય છે. મા ગાંડી હોય તોપણ માનો વિનય ચુકવો નહીં.

માની આશીષ્થી પુત્ર પુત્રીઓ જગત્માં યશકીર્તિ પામે છે. જે પુત્ર અને પુત્રીઓ માતાનો વિનય કરતાં નથી તેમના રૂપમાં ધૂળ પડી; જગતમાં માતાનો વિનય કરવાથી પુત્ર પુત્રીઓ ભણી શકે છે. માતાની આજ્ઞા મસ્તકે ચઢાવવી, તેમનું મન વર્તીને પ્રવૃત્તિ કરવી; વૃદ્ધાવસ્થામાં તો વિશેષે કરી માતાનો વિનય કરવો. ધર્મકૃત્યમાં વિશેષતઃ માતાને સહાય આપવી, માતાની આગળ રોફ દેખાડવો નહીં, માતા કદી ખોટું લાગે અને લાગણી દુઃખાય એવું બોલે તોપણ સહનશીળતા રાખવી. માતાને એક મોટી દેવી કરતાં પણ વિશેષ માન આપવું. જે દેશોમાં માતાનો વિનય સચવાય છે તે દેશોની ઉન્નતિ થયા વિના રહેતી નથી. માતાનો વિનય આત્મોન્નતિમાં કારભૂત છે.

જેના યોગે જન્મ થાય છે તે જનક કહેવાય છે. માતાની પેઠે પિતાનો વિનય પણ કરવા ચૂકવું નહિ. પિતા

**પિતાનો વિનય.**

અનેક દુઃખ વેઠી પુત્રનું ભરણ પોષણ કરે છે. ચકલી અને ચકલો પોતાનાં નાનાં બચ્ચાંને માટે જ્યાં ત્યાંથી ખાવાનું લેઈ આવે છે અને બચ્ચાંનું પોષણ કરે છે. વાઘેણ બચ્ચાને જન્મ આપે છે ત્યારે સાધ રક્ષણ કરે છે. તિર્યંચોમાં પણ બચ્ચાંઓ તરફ આવો સ્નેહ રહે છે તો પિતાનો પુત્ર પુત્રી,

એ તરફ સ્નેહ રહે એમાં શું આશ્ચર્ય ? પિતાનો સ્નેહ કંઈ તોળ્યો તોળાતો નથી. પિતાનો ઉપકાર સંભારીને પુત્ર પુત્રીઓએ પિતાનો વિનય સેવવો. હે પુત્ર પુત્રીઓ ! તમે પણ જ્યારે પિતા અને માતાની પદવીને પ્રાપ્ત કરશો ત્યારે તમારા ઉપર તમારા પુત્રો તથા પુત્રીઓ તેવા વિનયથી વર્તશે. પિતાનો વિનય શ્રી રામચંદ્રજીએ સારી પેઠે જાળવ્યો હતો અને પિતાની આજ્ઞાને અનુસરી બારવર્ષ વનવાસ ભોગવ્યો હતો, પિતાશ્રીનો વિનય સાચવવામાં શ્રી મહાવીર-સ્વામીએ કચાશ રાખી નથી. પિતાને બે હાથ જોડી પગે લાગવું. પિતાની આજ્ઞા મસ્તકે ચઢાવવી જોઇએ. કેટલાક પુત્રો સ્વાર્થ સિદ્ધ થાય કે, પિતાની યાદી પણ કરતા નથી. સ્ત્રીને વશ થએલ પુત્રો પિતાથી જુદાઈ રાખે છે. વૃદ્ધાવસ્થામાં પિતાને ખવરાવતા પણ નથી. અને પોતાના પિતાને હલકા મનુષ્યની પેઠે ગણે છે પણ તેથી જગતમાં યશકીર્તિ પામતા નથી. કેટલાક કુપુત્રો પિતાને ગાળો દે છે અને ઉદ્ધતાઈનાં વચન બોલે છે, આવા કુપુત્રો જો અવિનયનો ત્યાગ કરે તો સુપુત્રો ગણાય. કેટલાક પિતા કરતાં લક્ષ્મી અગર સત્તા વિશેષ પામે છે તો પિતાને તૃણવત્ ગણે છે. અને પોતાના પિતાને પિતા એમ પણ કહેતાં કોઈક સ્થળે તો શરમાય છે. આવા પુત્રો પોતાનું તથા પરનું કલ્યાણ કરી શકતા નથી. શ્રવણે માતપિતાનો અત્યંત વિનય કર્યો હતો

ગુરૂની સાથે પ્રેમથી સંભાષણ કરવું, વિદ્યાગુરૂને દુઃખ પડે ત્યારે ઉપકાર કરવા ચુકવું નહિ. વિદ્યાગુરૂનો બોધ લક્ષ દેઈ સાંભળવો, વિદ્યાગુરૂને નમસ્કાર કરવો, જેટલી વિદ્યાગુરૂ ઉપર પ્રીતિ હોય છે, તેટલી વિદ્યાને શિષ્ય પ્રાપ્ત કરે છે. કેટલાક શિષ્યો એમ સમજે છે કે, વિદ્યાગુરૂ ધન લેઈ ભણાવે છે, તો, અમારે શા માટે વિનય કરવો જોઈએ ? કિંતુ તેઓ સમજશે તો માલુમ પડશે કે ગમે તેટલું ધન આપો તોપણ વિનય વિના વિદ્યાની પ્રાપ્તિ થતી નથી. વિનયથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. તે વિદ્યાનું ફળ બેસે છે. વિદ્યાગુરૂને કનડીને જે ભવ્યો વિદ્યાની પ્રાપ્તિ ઇચ્છે છે તે જીવો કાચી કેરીને ઘોળીને રસ પીવા બરોબર કરે છે. વિનય વૈરીને વશ કરે છે, તો પછી વિદ્યાગુરૂ સંતુષ્ટ થાય એમાં કંઈ આશ્ચર્ય નથી. કેટલાક શિષ્યો સ્વાર્થ સરે, તાવત્ વિદ્યાગુરૂનો ઉપર ઉપરથી વિનય સાચવે છે. તેઓએ સમજવું જોઈએ કે તેમ કરવાથી ઉચ્ચકોટીમાં પ્રવેશ થતો નથી. આત્મા, ભવિષ્યનાં ઉચ્ચ કાર્યો કરી શકતો નથી. કાર્યસિદ્ધિ થયા બાદ પણ વિદ્યાગુરૂનું યથાશક્તિ પ્રસંગોપાત્ત સન્માન કરવું.

પરમાર્થ સાધક ભવ્ય જીવો, ઉપકાર કરીને પ્રત્યુપકાર નો બદલો વાળે છે. વિદ્યાગુરુ કદાપિ હિત માટે ધમકાવે તોપણ તેમને મનથી પણ ગાળ દેવી નહિ. વિદ્યા-

ગુરુના સામું ઉદ્ધતાઈથી વદવું વિશેષત: હાનિકારક છે, જે કોઇ ભૂલ હોય તેમાટે વિદ્યાગુરુની માફી માગવી અને ફરીથી ભૂલ ન થાય તેમાટે કાળજી રાખવી. વિદ્યાગુરુની નિંદા કરવાથી અનેક પ્રકારનાં દુ:ખો થાય છે. વિદ્યાગુરુના અવર્ણવાદ બોલ્યાથી પાપના ભોક્તા જીવો થાય છે. પ્રાણાંતે પણ વિદ્યાગુરુના ઉપર આળ ચઢાવવું નહિ. જે જીવો વિદ્યાગુરુનું મહત્વ જાણી શકતા નથી તેમની બુદ્ધિ અલ્પ સમજવી. ગાયના દુધ સામું જોવું જોઇએ પણ તેનો રંગ કેવો છે તે તરફ લક્ષ રાખવાથી કંઇ ફાયદો થતો નથી. તેવી રીતે મનુષ્યોએ વિદ્યાગુરુની વિદ્યા તરફ લક્ષ રાખવું જોઇએ પણ તે આવા છે, આવી જાતના છે, ઇત્યાદિ નકામી બાબતો પર લક્ષ રાખવું યોગ્ય નથી. વિદ્યાગુરૂની આગળ નકામો બકબકાટ કરવો નહીં. વિદ્યાગુરુમાં ક્ષમા, પરોપકાર, પ્રેમ વગેરે જે કોઇ સદ્ગુણો હોય તે તરફ ધ્યાન ખેંચવું. વિદ્યાગુરુ જે શુભ શિક્ષાઓનો ઉપદેશ આપે તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી. વિદ્યાગુરુ વિનયથી જે વસ્તુ આપે છે, તે અવિનયથી આપનાર નથી. વિનય વિહીન વિદ્યાર્થીઓ મયૂરપૃષ્ઠવત્ શોભે છે.

**ભિલ્લને વિનયથી માટીના દ્રોણગુરૂએ વિદ્યા આપી. એક ભિલ્લે વનમાં માટીના દ્રોણગુરૂ બનાવ્યા અને તેનો વિનય કર્યો. તે વિનયથી ભિલ્લના આત્મામાં ગુપ્ત રહેલી શક્તિ ખીલી નીકળી. અને તે ભિલ્લ, અર્જુન કરતાં પણ**

વિશેષ ધનુર્વિદ્યામાં કુશળ થયો.

શ્રી શ્રેણીક રાજાએ એક દિવસ અભયકુમાર પાસે એક ફળ ચોરનાર ચંડાલને પકડી મંગાવ્યો. ચંડાલની પાસે વાડીનાં આમ્રફળ ડાળીઓ નમાવી લઈ લેવાની, તથા ઝાડની ડાળીઓ હતી ત્યાં રાખવાની, વિદ્યા હતી, શ્રેણિક રાજાએ ચંડાલચોરને મારી નાંખવાનો હુકમ કર્યો, ત્યારે અભયકુમારે કહ્યું કે ચંડાલની પાસે વિદ્યા છે. તે પ્રથમ આપ શિખી લ્યો. શ્રેણિક રાજાએ હુકમ કર્યો કે હે ચંડાલ! તું વિદ્યા બોલ, ચંડાલ બોલવા લાગ્યો પણ શ્રેણિકને વિદ્યા સિદ્ધ થઈ નહિ. ત્યારે બુદ્ધિનિધિ અભયકુમારે કહ્યું કે હે રાજન્! આપ ઉચ્ચાસન ઉપર ઉપવિષ્ટ થઈ વિદ્યા શિખવા પ્રયત્ન કરો છો અને વિદ્યાદાતારને નીચા આસન ઉપર બેસાડયો છે, તેમજ હસ્તપણ જોડી વિનય કરતા નથી તેથી શી રીતે વિદ્યા આવડી શકે ? શ્રેણિક આવું કથન સાંભળી પોતે નીચે બેઠો અને ચંડાલને ઉચ્ચાસનપર બેસાડયો. બેહસ્ત જોડી વિદ્યા શિખવા લાગ્યો કે ત્વરિત વિદ્યા પ્રાપ્ત થઈ. પશ્ચાત્ શ્રેણિકે કહ્યું કે ચંડાલને મારી નાંખો, ત્યારે અભયકુમારે કહ્યું કે, હે રાજન્! એક અક્ષરનું જ્ઞાન કરાવે તે પણ વિદ્યાગુરુ કહેવાય તો આ

શ્રેણિક રાજાએ વિદ્યા માટે ચંડાલનો વિનય કર્યો.

ચંડાલે તો તમને સારી વિદ્યા શિખવી તેથી તે તમારો તે બાબતમાં વિદ્યાગુરૂ સિદ્ધ ઠર્યો, માટે તેને મારી નાખતાં તમને પાપ લાગે. અભયકુમારનું આવું હિતવચન સાંભળી શ્રેણિક રાજાએ ચંડાલ વિદ્યાગુરૂનો સત્કાર કર્યો અને તેને છોડી દીધો. આજથી ૨૪૩૫ વર્ષ પહેલાં શ્રેણિક રાજા પૂર્વ દેશમાં રાજ્યગૃહી નગરીમાં રાજ્ય કરતા હતા. વિદ્યા-ગુરૂનો આવી રીતે જે ભવ્યો વિનય કરે છે, તે સંસારમાં ઉત્તમ સ્થિતિ પામી શકે છે. પોતાના સદ્દવિનયથી અન્યોના ઉપર તેઓ સારી છાપ પાડે છે "**गुमडु मटयुं के वैद्य वेरीनो**" રીતને જે જીવો અનુસરે છે, તે ઉપકારના સ્વરૂપને જાણી શક્તા નથી. પૂર્વના સમયમાં વિદ્યાગુરૂ તરફ શિષ્યો બહુ માનની લાગણીથી જોતા હતા ત્યારે તેઓ વ્યવહારમાં ઉચ્ચ સ્થિતિ ભોગવતા હતા.

જે દેશમાં જે જ્ઞાતિમાં જે કુળમાં વિદ્યાગુરૂ પ્રતિ બહુ માન હોય છે, તે દેશ, જ્ઞાતિ, કુળ, સર્વોપરિ સત્તા ભોગવે છે. વિદ્યાગુરૂનો આશિર્વાદ વિનય વિના મળતો નથી. કેટલાક અવિનયી વિદ્યાર્થિયો તો વિદ્યાભ્યાસના પ્રસંગમાંજ શિક્ષકની મશ્કરીઓ કરે છે, અનેક પ્રકારના શિક્ષકના ચાળા પાડે છે; શિક્ષક જાણે એક ગધાવૈતરો હોય એમ જાણે છે, પણ તે યોગ્ય નથી. કેટલાક તો શિક્ષકનું ભૂંડું બોલે છે. આવી ખરાબ ચેષ્ટાથી તેઓ શિક્ષક પાસેથી યથાયોગ્ય વિદ્યા ગ્રહણ કરી

શકતા નથી અને ઉલટા દુર્ગુણોનું પાત્ર બને છે. શિક્ષકો વિદ્યાર્થિયોનું ભૂંડુ ચિંતવે અથવા તો તેમની ઉન્નતિ થાય તેવી રીતે પ્રેમ પૂર્વક હૃદયથી વિદ્યા ન આપે તો તેઓ દોષ પાત્ર બની શકે, એ શિક્ષકોએ પણ ધ્યાનમાં રાખવું જોઈએ. મ્હારા હૃદયમાં રહેલી સર્વ વિદ્યા શિષ્યને આપી દેઉં એવી શિક્ષકો યા પંડિતોના મનમાં સદા ભાવના રહેવી જોઇએ. શિષ્યની દેશ કુળ ધન વ્યાપાર, બળ, સત્તાથી ઉન્નતિ સારી રીતે કરે તે શુભ શિક્ષક કહેવાય. જોકે પ્રસંગ વિદ્યાગુરૂના વિનય સંબંધીનો છે, તોપણ પ્રસંગે આટલું કહી વિદ્યાગુરૂના વિનયમાં શિષ્યોએ ચિત્ત દેવું, તેમાં તેની ઉન્નતિ છે, એમ વિશેષતઃ કહું છું. કેટલાક તો વિદ્યાગુરૂ પાસેથી વિદ્યા લેઈ પાછા વિદ્યાગુરૂની સામા થઈ અવિનયને વધારે છે તે યોગ્ય નથી. કહ્યું છે કે,

विद्यया विनयावाप्तिः सा चैवाविनयावहा,
किं कुर्मः किं प्रतिक्रमः गरदायां स्वमातरि. १

વિદ્યાથી વિનયની પ્રાપ્તિ સારી રીતે થાય છે, તેજ વિદ્યા જો અવિનયને ધારણ કરે તો પોતાની માતાજ જ્યારે પુત્રને ઝેર દે તેની પેઠે થયું ત્યાં શું કહેવું? શો જવાબ દેવો? અફસોસ! કહ્યું છે કેઃ—

જ્યાંથી વિદ્યા પામિયો, તેના સામો થાય,
પ્રત્યનિક તે પાપિયો, મરીને દુર્ગતિ જાય.

વિદ્યાગુરૂ સામા થતાં, રહે ન જગમાં લાજ,
વિદ્યાગુરૂ વિનયે અહો; પામો સુખ સામ્રાજ્ય.

વિદ્યાગુરૂનો ઉપર ઉપરથી વિનય કરવો અને અન્તરમાં કપટ રાખવું, આવા વિનયથી વિદ્યાનું સાફલ્ય થતું નથી. વિદ્યાગુરૂમાં જે જે શુભ ગુણો હોય તેની જ્યાં ત્યાં સ્તુતિ કરવી. વિદ્યાગુરૂમાં જે અપૂર્વ શક્તિ હોય, તે વિનયથી ગ્રહણ કરવી. વિદ્યાગુરૂ ક્રોધ કરે, વા મારે, તેવું અસભ્યવર્તન ત્યજવું જોઈએ. વિદ્યાગુરૂ જે જે વિષય સારી રીતે મનન કરવાનો કહે, તે ધ્યાન દેઇ મનન કરવો, અનેક પ્રકારની શિલ્પ, વ્યાપાર, ભાષાદિક વિદ્યા શિખવા માટે ઘણા વિદ્યા-ગુરૂઓ કરવા પડે છે. વિદ્યાગુરૂઓની સાથે યોગ્ય વિનયથી વર્તવું. વિદ્યાગુરૂ કોઈ વખત પોતાની ભૂલથી શિષ્યને ધમકાવે, તોપણ તે પ્રસંગે શિષ્યે શિક્ષકને પોતાની ભૂલનું ભાન થાય અને વિનયનો નાશ ન થાય, તેમ મન, વાણી, કાયાનું વર્તન રાખવું. વિદ્યાગુરૂ વિનય સંબંધી નીચેની કવિતાનું પુનઃ પુનઃ સ્મરણ કરવું.

વિદ્યાગુરૂનો વિનય કરે તે વિદ્યા પામે,
વિદ્યાગુરૂનો વિનય કર્યાથી કીર્તી જામે,
વિદ્યાગુરૂને નમન કરીને વિદ્યા લેવી,
વિદ્યાગુરૂના સામું બોલી ગાળ ન દેવી.
વિદ્યાગુરૂનો વિનય કરે તે ઉંચ વિદ્યા ઝટ વરે,
વશીકરણ છે વિનય જગમાં ઉચ્ચ સત્તા ધન કરે. ૧

વિદ્યાગુરૂ બહુ માન કર્યાથી જગમાં મોટો,
વિદ્યાગુરૂની ભક્તિ કરતાં થાય ન ખોટો;
વિદ્યાગુરૂ પર રીસ કરે તે લહે ન ખ્યાતિ,
વિદ્યાગુરૂ અપમાન કર્યાથી ઉચ્ચ ન જાતિ.
પ્રેમભક્તિ વિનય યોગે ગુરૂ કૃપાથી સુખ લહો,
બુદ્ધિસાગર પ્રિય વિનેયો વિનયમાં રાચી રહો. ૨

પુત્ર પુત્રિઓ વિનય વધારો બહુ મજાનો,
સત્ય વિનય કરનાર જગત્માં રહે ન છાનો;
વિદ્યાગુરૂ ઉપકાર હૃદયથી કદી ન ભૂલો,
વિનય વિહીનો મયૂર પૃષ્ઠવત્ શાથી ફૂલો.
ચંડાલનો પણ વિનય કીધો શ્રેણીક નરપતિ સાંભળો,
બુદ્ધિસાગર વિનય સેવો મેલી મનનો આમળો. ૩

વિદ્યાગુરૂના વિનયમાં અપૂર્વ શક્તિ રહેલી છે, તે વિનેય શિષ્ય જાણે છે. વિનય કદી નિષ્ફલ જતો નથી. વિનયથી આત્મા ઉચ્ચ થાય છે. વિદ્યાગુરૂનો યથાયોગ્ય વિનય સાચવવાથી વિદ્યાર્થી ઘણું મેળવી શકે છે.

**મોટાનો વિનય.**

પોતાનાથી જે ઉમરમાં જ્ઞાનમાં સદાચરણમાં મોટા હોય તેમનો જેમ ઘટે તેમ વિનય કરવો. પોતાના મોટા ભાઈ હોય તેમનું માન સાચવવું જોઇએ. પોતાની મોટી બ્હેનો હોય તેનો પણ ઘટતો વિનય કરવો. સગાં સંબંધી વિગેરે જે કોઇ મોટાં હોય તેમનો વિનય સાચવવાથી કીર્તિ વૃદ્ધિ પામે

છે. મોટાંનો વિનય કરવાથી સંસારમાં કોઇ જાતની ચિંતા ઉત્પન્ન થતી નથી. મોટાંનો વિનય કરવાથી ઉલટી મોટાઇ વધે છે, જે ભવ્યો મોટાંનો વિનય સાચવે છે, તેની સંસારમાં પ્રતિષ્ઠા થાય છે. **વિનય સુખનું મુળ** એ સૂત્ર વારંવાર સ્મરણમાં રાખવું. મોટાઓની પાસે જે જે સારા સદ્ગુણો હોય છે, તેની વિનયથી પ્રાપ્તિ થાય છે. મોટાંઓનો વિનય કરવાથી કંઈ લઘુત્વ પ્રાપ્ત થતું નથી. મોટાંઓનો વિનય કરવાથી તેઓ ગમે તેવી હૃદયની વાત આપે છે. મોટાંઓનું ગમે તે વખતમાં મદોન્મત્ત થઈ અપમાન કરવું નહિ. ધૂળને પણ પગથી હણવામાં આવે છે તો મસ્તક ઉપર ઉડીને ચઢે છે, તો મોટાંઓનું અપમાન શું ન કરી શકે ? મોટાઓનો તિરસ્કાર કરવો તે પોતાના તિરસ્કાર બરોબર છે. મોટાંઓની મશ્કરી કરવી તે ખરેખર પોતાની જ મશ્કરી છે. કાકા, દાદા, દાદીમા, કાકી, ફૈઈ, માશી, વિગેરેનો પણ પુત્ર પુત્રીઓએ યથાયોગ્ય વિનય સાચવવો. મનથી મોટાંઓનું ભલું ચિંતવવું. વાણીથી પ્રિયકર વિનયવચન બોલવું, કાયાથી મોટાંઓને નમસ્કાર કરવો, ધનથી દુ:ખ વખતમાં વા ગરીબાઇ વખતમાં મોટાંઓને સ્હાય કરવી, મોટાંઓનું વચન પાળવા પ્રયત્ન કરવો. મોટાંઓ કદાપિ શિક્ષા આપે તો સહનશીલતા ધારણ કરવી, મોટાંઓની વાત ઉડાવી દેવી નહિ. મોટાંઓની આજ્ઞા પાળ-

વાથી અનેક પ્રકારની સિદ્ધિ થાય છે, મોટાંઓને અનેક પ્રકારની ચિંતા હોય તો તે ટાળવા પ્રયત્ન કરવો તે પણ એક જાતનો વિનય છે. મોટાંઓને જોઇતી અનેક પ્રકારની સગવડતા કરી આપવી તે પણ એક જાતનો વિનય છે. મોટાંઓનો ઉપર ઉપરથી જે વિનય કરે છે અને મનમાં તેમનું પ્રિય કરવાનો વિચાર આચાર નથી તે ખરા વિનયવંત નથી. મોટાંઓનું કોઈ પણ રીતે ભલું કરવું તેજ ખરેખરો વિનય છે. શબ્દ માત્રથી વિનય કંઇ ફળ આપતો નથી પણ વિનયનો જે બહોળો અર્થ થાય છે, તે પ્રમાણે વર્તવાથી આત્માનું હિત થાય છે. મોટાંઓનો કરાતો વ્યવહારિક વિનય ઉચ્ચ સ્થિતિ પમાડે છે. મોટાંઓ, વિનયના બદલામાં જે કંઇ આપે છે, તેનું વર્ણન થઇ શકતું નથી. જગત્‌માં મોટાંઓનો વિનય કરવાથી મનુષ્યોએ ઘણું પ્રાપ્ત કર્યું છે. અહંકારમાં લીન થએલા મોટાને લઘુ ધારે છે, તેજ લઘુદૃષ્ટિથી પોતે લઘુ બને છે. મનુષ્ય, અન્યોને ઉચ્ચ ભાવથી દેખે છે, ત્યારે હૃદયમાં ઉચ્ચ ભાવના થવાથી પોતે જ ઉચ્ચ બને છે. પોતાના હૃદયમાં ઉચ્ચ કે નીચ ભાવના ગમે તે ઉત્પન્ન કરો, પણ જેવી ભાવના તેવું ફળ તમારો આત્મા પ્રાપ્ત કરે છે. મોટાંઓની સાથે ઉચિત વિનયથી વર્તનાર જીવ દુઃખમય જીવન પણ સુખમય કરી દે છે. મોટાંઓમાં અનેક પ્રકારના દોષો સાંભળ્યા હોય,

વા જાણ્યા હોય, તો પણ દોષની બાજુ સ્મરણમાં નહિ રાખતાં તેમનામાં રહેલા સદ્ગુણો તરફ દૃષ્ટિ કરવી. આત્મા ગમે તેના સંસર્ગમાં આવે પણ જો આત્મામાં વિવેક દૃષ્ટિ ઉત્પન્ન થઈ હોય છે તો દોષો જીતીને સદ્ગુણો ગ્રહણ કરી શકે છે. જ્યારે મોટાંઓના સહવાસમાં આવે છે, ત્યારે વિનયથી તેમનામાં જે કંઈ સારૂં દેખે છે, તેને ગ્રહણ કરે છે, પણ કાળી બાજુ તરફ દૃષ્ટિ નાખતો નથી. મોટાંઓની કદી નિંદા કરવી નહિ. કોઇની પણ નિંદા કરવી તે એક જાતની હિંસા છે. મોટાઓનું બુરૂં કરવું, કરાવવું, અનુમોદવું તે પણ, એક જાતની હિંસા છે. મોટાંઓની સાથે જેમ બને તેમ ઉચિત વિનયથી વર્તવું તેમાં નિષ્કામ બુદ્ધિની ખાસ જરૂર છે. સંસારમાં મોટાઓનો વિનય સાચવવો એ ઉન્નતિનું આવશ્યક કૃત્ય છે.

સ્ત્રીએ પતિનો કરવો જોઇતો વિનય.

સ્ત્રીના કરતાં સ્ત્રીનો પતિ મોટો કહેવાય છે. આર્ય દેશમાં અસલથી સ્ત્રી પતિની સેવા સારી રીતે બજાવતી આવી છે, તેના અનેક દાખલાઓ છે. સ્ત્રીના અને પુરૂષના શરીરમાં ભેદ છે. દરેક કાર્યમાં પુરૂષ મુખ્યતા ભોગવે છે. પતિ–સ્વામી સ્ત્રીનો ઉપરી, આ અર્થથી પણ સ્ત્રી કરતાં પુરૂષ મોટો છે, એમ સિદ્ધ થાય છે. સ્ત્રીને શાસ્ત્રોમાં અર્ધા-

ગના કહી છે. સ્ત્રીએ પતિનો મન વચન અને કાયાથી વિનય સાચવવો જોઈએ. મનમાં ગમે તે અવસ્થામાં પણ પતિનું બહુ માન કરવું. પતિનું મનમાં ભલું ચિંતવવું. પતિમાં રહેલા સદ્ગુણો વિચારવા, પતિપ્રતિ મનમાં ઉચ્ચ ભાવ ધારણ કરવો. જે સ્ત્રી પોતાના ધર્મ નથી જાણતી, તે પતિપ્રતિ વિનયથી કેવી રીતે વર્તવું તે સમજી શકતી નથી. સ્ત્રીનો ધર્મ સંસારવ્યવહારમાં ઉત્તમ હોવો જોઇએ. સ્ત્રીનું વર્તન ઉત્તમ હોવું જોઇએ. પતિ સાથે સ્ત્રીએ નમ્રતાથી મધુર શબ્દોથી બોલવું જોઇએ. પતિનું હૃદય દુઃખાય એવું અશુભ ભાષણ કરવું નહીં. પતિને બે હસ્ત જોડી નમસ્કાર કરવો, તે કાયાનો વિનય કહેવાય છે. ઉત્તમ સ્ત્રી મનમાં અન્ય પુરૂષનું ભોગની લાલસાથી સ્મરણ કદી કરતી નથી, તેમજ તેવી લાલસાથી પરપુરૂષના સામું પણ જોતી નથી, તેમજ પરપુરૂષની સાથે કામની જાગૃતિ થાય તેવું ભાષણ પણ કરતી નથી. સ્ત્રીનો પતિવ્રતા ધર્મ જગત્માં વખણાય છે. પતિ, લક્ષ્મી સત્તા તથા વિદ્યાથી સુખી અવસ્થામાં હોય અગર દુઃખી અવસ્થામાં હોય તોપણ ઉત્તમ સ્ત્રી, પતિની સાથે તેવી અવસ્થામાં રહેનારી હોય છે. પતિના જમાનાના અનુસારે, નીતિ વિગેરેના જે જે શુભ વિચારો હોય છે, તેને સ્ત્રી અંગિકાર કરે છે. કેટલીક સ્ત્રીઓ અણસમજથી ઘરેણાં તથા મૂલ્યવાન્ વસ્ત્રોને માટે પતિને

પજવે છે, છણુકા કરે છે, મ્હેણાં મારે છે અને કંટાળીને કહે છે કે " ભોગ લાગ્યા કે આવો ધણી મળ્યો " પણ તે વિચારે તો માલુમ પડશે કે જેવું કર્મમાં હતું તેવું થયું, માટે હવે ખરાબ વિચારો કરવાથી શો લાભ થવાનો છે. દ્રૌપદીને પાંડવોની સાથે રહેતાં અનેક દુઃખ પડ્યાં હતાં તોપણ કંટાળી નહોતી. સીતા શ્રી રામની સાથે વનમાં ગયાં હતાં. પતિની સાથે દુઃખ વેઠ્યું હતું, તોપણ કંટાળ્યાં નહીં. સતી દમયંતીને નળની સાથે વનમાં ભ્રમણકરતાં કેવુંદુઃખ પડ્યું હતું? એવા દુઃખમાં પણ **पतिव्रताधर्म** સાચવી રાખે ત્યારે વ્યવહારમાં સતી સ્ત્રી કહેવાય છે. ગમે તેવો પતિ હોય તો તેથી શું થયું? સ્ત્રીએ પોતાનો વિનય ધર્મ છોડવો જોઈએ નહિ. સ્ત્રીના ધર્મ જેવા પતિ બાબતના છે, તેવી રીતે પુરૂષે પણ સ્ત્રીના પ્રતિ શુભ લાગણીથી જોવું જોઈએ. સ્ત્રીને ગુલામડી સમાન કેટલાક મૂર્ખ પુરૂષો સમજે છે. જે સ્ત્રીને **प्राणप्रिया** કહી કોઇ વખત બોલાવે છે, તેના સામું કોઇ વખત તે જોતા નથી, તેનાથી રીસાય છે. ખાવા પીવાની સગવડતા શક્તિ છતાં કરી આપતા નથી. તેવા પુરૂષો **पति** નામ ભલે ધરાવે, પણ તે યોગ્ય નથી. કેટલાક તો સ્ત્રીને હીન શબ્દોથી બોલાવે છે, તે શું તેમને છાજે છે? જેવો પોતાનો **आत्मा** છે તેવો **स्त्रीनो आत्मा** છે. **पुरुष** પણ **शिवपद** પ્રાપ્ત કરે છે અને **स्त्री** પણ **शिवपद** પ્રાપ્ત કરે છે. કેટલાક પુરૂષો તો

એમ વિચારે છે કે સ્ત્રીએ પતિવ્રતાના ધર્મ પાળવા જોઈએ. पति તો ગમે તે ચાલ ચાલે પણ સ્ત્રીને તેવો હક નથી, આમ અસત્ય બોલનાર પુરૂષો કંઈ પણ સત્યનો વિચાર કરી શકતા નથી. કેટલાક તો એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણે છે. ત્યારે નવી સ્ત્રીના પ્યારમાં મશગુલ બની જુનીને અનેક પ્રકારે દુઃખ આપે છે, અને વિચારે છે કે જુની મરી જાય તો ઠીક. આવા આવા અર્ધાંગનાના સંબંધમાં पाप विचारो કરે છે, તે હૃદયથી નિર્દય જાણવા. આવા વિષયસ્વાર્થાધિપતિયો જ્યાં સુધી પોતાનો ધર્મ સ્ત્રી પ્રતિ જેજે આચરણીય છે, તે ન સમજે, ત્યાંસુધી તે ઉત્તમ થઈ શકતા નથી. એવા અધમ પુરૂષો પ્રતિ સ્ત્રી પણ સારા ભાવથી ન વર્તે તેમ બનવા યોગ્ય છે, માટે પતિયે પણ સારા આચાર અને વિચારોથી ઉચ્ચ જીવન કરવું જોઈએ કે જે ઉચ્ચ જીવનની છાપ સ્ત્રી ઉપર પણ પડે. કેટલીક સ્ત્રીઓ પતિ હોય છે ત્યાં સુધી સ્વાર્થ માટે પતિનો વિનય કરે છે; પશ્ચાત્ અન્યપતિ વિષય ભોગની લાલસાથી કરે છે, પણ पतिव्रतास्त्री કામ ભોગના હલકા વિચારોને તાબે થતી નથી. મનના ઉપર જય મેળવે છે, અનેક પ્રકારના નીતિમય ધંધાથી ગુજરાન ચલાવે છે. પણ पतिव्रता धर्म છોડતી નથી, पतिव्रताधर्म ને તે सर्वस्व ગણે છે. જે સ્ત્રી પતિ વિના અન્યને કામની લાલસાથી ઇચ્છતી નથી, વ્યભિચારના

વિચારો કરતી નથી, તેની પ્રજા પણ સારી નીવડે છે. તેના ઉદરમાં સારી પ્રજાનો અવતાર થઇ શકે છે. જે જે તીર્થંકરો–મહાત્માઓ ઉત્પન્ન થયા તે ઘણા ભાગે **પતિવ્રતા**ની કુખેજ અવતર્યા છે. તેથી પણ ઉત્તમ પુરૂષો સિદ્ધ કરી આપે છે કે, હે સ્ત્રીઓ ! જો તમારે ઉત્તમ નર રત્નનો અવતાર પ્રાપ્ત કરવો હોય તો **પતિવ્રતા ધર્મ** પાળો. ઉત્તમ પુરૂષોનો, તીર્થંકરોનો તથા મહાત્માઓનો અવતાર **પતિવ્રતા** ને ત્યાં થશે. ગમે તે જાતિમાં મહાત્માઓ ઉત્પન્ન થયા, થાય છે અને થશે, ત્યાં પણ **પતિવ્રતા** ના પેટે જ એવાં ઉત્તમ રત્ન ઉત્પન્ન થવાનાં. કોઇ સ્ત્રીને **પતિવ્રતા** કહેવામાં આવે છે તો તે બહુ રાજી થઇ જાય છે, પણ જો તેવી રીતે **પતિવ્રતા** નો ધર્મ સાચવે તો કેવી પુણ્યવંતી ગણાય ? કેટલાક પુરૂષો, સ્ત્રીઓને પડદામાં **પતિવ્રતાધર્મ** સાચવી રાખવા માટે પુરે છે, પણ તે **પતિવ્રતાધર્મ** રક્ષણ માટે પ્રબલ સાધન નથી. પડદામાં પણ ઘણી સ્ત્રીઓ અકૃત્ય સેવન કરે છે. જ્ઞાનથી **પતિવ્રતાધર્મ** નું પાલન થાય છે, પણ પડદામાં ગુંગળાવી પુરી રાખવાથી કંઇ તેના મનમાં પ્રગટતા કામના ખરાબ વિચારો રોકી શકાતા નથી. જ્ઞાન એજ પ્રબલ સાધન છે. **પતિવ્રતાધર્મ**ની કેળવણી પ્રથમથીજ આપવામાં આવી હોય તો સ્ત્રિયો **પતિ** નો યથાયોગ–જ્યાંસુધી સંસારમાં હોય ત્યાંસુધી–વિનય સાચવી શકે.

કેટલાક પુરૂષો સ્ત્રીને કહે છે કે તું **मने परमेश्वर** તરીકે માન હું ગમે તેવો **व्यभिचारी** હોઉં તેની તારે દરકાર કરવી નહીં. આવી તેમની શિક્ષા શીરીતે સ્ત્રી ધારણ કરી શકે? રાજા તો પાપીમાં પાપી અને પ્રજાનો નાશ કરનાર હોય તો પણ પ્રજાએ રાજાને ઇશ્વર માનવો, એમ શું હોઇ શકે? કદી નહીં. સ્ત્રી પતિને ઇશ્વર તરીકે માને એવા પોતાનામાં ઉત્તમ સદ્‌ગુણો ખીલવવા જોઇએ-ઇશ્વર એટલે મોટો, કિન્તુ જે તીર્થંકર વા પરમાત્મા થયા છે તે તો નહીં જ. સ્ત્રી, ઇશ્વર ધ્યાન કરતી હોય તો કોઇ ઉત્તમ ધર્મનું કાર્ય કરતી હોય ત્યારે કેટલાક પુરૂષો કહે છે કે તું કંઇ પણ કરીશ નહીં, બસ મારી પાસે બેસી રહે, મનેજ ઇશ્વર વા ધર્મ-મૂર્તિ માની લે,વિષય ભોગ માટે મારી આજ્ઞાઓજઉઠાવ,તેથીજ ત્હને અમુક લોકમાં લાભ મળશે, ઇશ્વરની પાસે જઇ શકીશ. શું આવી અશુભ વૃત્તિની લાલસાથીજ પતિ ઇશ્વર તરીકે પોતાને મનાવા સ્ત્રીને કાબુમાં રાખે એવું કોઇએ રજીષ્ટર કરી આપ્યું છે? સ્ત્રી પરોપકાર વા આત્મોન્નતિ થાય અને સંસારવર્તનમાં ખલેલ ન પડે તેમ ધર્મ સાચ-વતી હોય તેના આડે આવી બુરીલાલસાઓમાં તૃપ્ત રહે-નારનું પુરૂષ શું “ **स्त्रीए पतिने ईश्वर** માનવો ” આવું વાક્ય અસર કરી શકશે? કદી નહીં. અશુભાચરણથી સ્ત્રીનું હૃદય દુઃખવવું નહીં. જે ઘરમાં રહી સ્ત્રી રૂવે છે, ખરાબ

નિશ્વાસ કાઢે છે, ઉદાસ રહે છે, પોતાને કેદી સમાન ગણે છે, તે ઘરની શું ઉન્નતિ થઈ શકે? જો કે આ સ્થળે **स्त्रीए पतिनो** કેવી રીતે વિનય કરવો તેનું વર્ણન છે અને તેથી **विषयांतर** થયો છે તોપણ **प्रसंगोपात** કેટલુંક વિવેચન કર્યું છે. સ્રીએ પોતાના પતિને સહાય આપવી. પતિની લાગણી દુઃખાય એમ વર્તન રાખવું નહિ. જે જે કાર્યો કરવાં હોય તેમાં પતિની સલાહ લેવી. કદાપિ સ્ત્રી કરતાં પતિ અલ્પબુદ્ધિમાન્ હોય તોપણ સ્રી આત્માની સાક્ષીએ વિનય કરવામાં કચાશ રાખે નહિ. કોઇ વખત દુનિયાંને એમ માલુમ પડે કે સ્રી પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી નથી અને પોતે તો ચાલે છે આવા પ્રસંગે જેમ સ્વ પરનું ભલું થાય તેમ વર્તન રાખે અને **लोक विरुद्ध**નો ત્યાગ કરે. પતિની મરજી પ્રમાણે ચાલવું તેપણ **विनय** છે. જે વિનયથી સંસાર વ્યવહારની ઉન્નતિદ્વારા આત્મોન્નતિમાં પ્રવેશ થાય તે વિનય પ્રશસ્ય છે. ભણેલી વા અભણ સ્રીઓએ એમ વિચારવું કે પતિનો વિનય એ વ્યવહાર માર્ગમાં આવશ્ય કર્મ છે. પતિનો વિનય કરવાથી પતિ **प्रसन्न** રહે છે. વિનયના બદલામાં સ્રી અનેક સારા ગુણો પ્રાપ્ત કરે છે. **विनय करनारी स्त्रीओ** પતિનું મન વશ કરે છે. પતિનો ક્રોધ (ગુસ્સો) પણ વિનયથી ઉતરી જાય છે. વિનયના પ્રતાપથી ઘરમાં કલેશ પેસતો નથી; માતાની વિનય પ્રકૃતિ દેખીને તેની પુત્રીઓ પણ વિનયની

સુટેવ શિખે છે અને જ્યારે તે પરણે છે ત્યારે તે અમલમાં મૂકે છે. **વિનય વૈરીને વશ કરે છે** તો પતિ વિનયથી ખુશ રહે એમાં જરામાત્ર આશ્ચર્ય નથી. સ્ત્રીએ નિષ્કામબુદ્ધિથી પતિવ્રતાના વિનયધર્મો સાચવીને **आर्यत्व** સાબીત કરી આપવું જોઈએ. પોતાના પતિનું બહુમાન કરનારી સ્ત્રી જગત્‌માં અનેક ઉપકારો કરી શકે છે. સ્ત્રીનાં જનની જનક ધનસત્તાથી બળવાન હોય તેથી નિર્ધન એવા પતિની અવજ્ઞા કરવી યોગ્ય નથી. વિનયવાળી સદ્‌ગુણી સ્ત્રી પતિનો વિનય કરીને પરમાત્માનો વિનય કરતાં શિખી શકે છે. પતિ ગાળો દે તોપણ કટુ વચનો સહન કરવાં. એક સ્ત્રીએ પોતાના પતિની આજ્ઞા માની વિનય સિદ્ધ કરી આપ્યો.

વિનયોજ્જવલા નામની સ્ત્રીએ પતિનો વિનય આજ્ઞા માની કરી આપ્યો.

વિદ્યાપુર નામના એક નગરમાં **लक्ष्मीचंद्र** નામના શ્રેષ્ઠી રહેતા હતા. તેમનો **परीक्षक** પુત્ર હતો. બાલ્યાવસ્થામાં તે માતાની સંભાળથી સારી રીતે ઉછર્યો હતો. રમત ગમતમાં અનેક પ્રકારના પદાર્થો દેખાડવા, તેનાં ગુણ દોષ કહેવા; બાગમાં લેઇ જઈ અનેક પ્રકારની વનસ્પતિયો નામ પૂર્વક દેખાડવી, હરવા ફરવા સાથે અનેક મોટી મોટી વસ્તુઓ

જણાવવી, ઈત્યાદિ અનેક બાબતોની કેળવણી તેને આપવામાં આવતી. સાત આઠ વર્ષની ઉમરે **પરીક્ષક** પુત્રનાં સર્વ અંગોપાંગ ખીલ્યાં કે પછી તેને શાળામાં ભણવા મૂક્યો. સારા શિક્ષકોના પ્રેમથી અને પોતાના વિનયથી તથા ખંતથી વીશ વર્ષે તે મહા વિદ્વાન્ થયો. લક્ષ્મીચંદ્ર શેઠે લગ્ન સંબંધી પૃચ્છા કરી. તેણે કહ્યું કે હે પિતાજી! મારો વિવાહ મારી ઈચ્છા પ્રમાણે થવો જોઇએ. પ્રથમ સ્વયંવર થતા હતા તેથી સ્ત્રીપુરૂષનું જોડું સુખી થતું હતું ને હાલના જમાનામાં લાકડે માંકડું વળગાડી દેવામાં આવે છે, તેથી સ્ત્રી પુરૂષની પ્રકૃતિ વિચારનો મેળ આવતો નથી, તેથી ક્લેશ કજીયા મારામારી દેખવામાં આવે છે અને પોતાનાં સંતાનો ઉપર પણ તેવી અસર થાય છે. માટે મારી ઈચ્છા પ્રમાણે વિનય વગેરે સદ્ગુણોની પરીક્ષા કરી પાણિગ્રહણ કરીશ. લક્ષ્મીચંદ્રે કહ્યું, હે પુત્ર તું તો ભણ્યો પણ ગણ્યો નહી; ભણીને આડો આંક વાળી દીધો. અરેરે કેવો કાળ આવ્યો ? હે પુત્ર, પુત્રીઓ તો પોતાની મેળે વર પસંદ કરીને વરે છે, પણ પુત્રોએ સ્ત્રીને પસંદ કરવી એતો આજ સાંભળ્યું. **પરીક્ષક** કહે છે હે પિતાજી ! પતિની પસંદગી જ્યારે પોતાના હિતને માટે સ્ત્રી કરે ત્યારે પુરૂષ કેમ સ્ત્રીની પસંદગી સદ્ગુણોથી ન કરી શકે ? શું વિનય વિનાની સ્ત્રીને પરણવી જોઇએ ? સ્ત્રી જેમ સારા પુરૂષથી પોતાની ઉન્નતિનો આધાર રાખે છે તેમ

પુરૂષ પણ વિનયાદિ સદ્દગુણ વિશિષ્ટ સ્ત્રીથી પોતાની ઉન્નતિનો આધાર કેમ બાંધી ન શકે. સ્ત્રી અને પુરૂષના સ્વભાવ પ્રથમ તો મળવા જોઈએ, એક બીજાના ઉપર પ્રેમ હોવો જોઇએ. ધર્મના વિચારો પણ સમાન હોવા જોઈએ. ઉમર પણ લગ્ન યોગ્ય વીશ વર્ષની હોવી જોઇએ. આવી રીતે સદ્દગુણો પ્રથમ તપાસવા જોઇએ. સ્ત્રીની વિનય બ્રહ્મચર્યમાં પરીક્ષા કરવી જોઇએ. આવાં લગ્ન થોડાં હોય તોપણ સારાં છે. વાઘરીવાડાની પેઠે કરોડો પુરૂષ સ્ત્રીઓનાં ક્લેશકારક લગ્ન હોય, તેથી ઉલટું લગ્ન ન કર્યું હોય તોપણ સારૂં. આ પ્રમાણે **परीक्षक पुत्र** નું ભાષણ સાંભળી **लक्ष्मीचंद्र** શ્રેષ્ઠી ચમકયા, મનમાં વિચાર કર્યો કે, અહો આજકાલની કેળવણીથી મગજ ચસ્કી જાય છે તેનો આ નમુનો છે. શેઠના મનમાં વિચારો જુદા જુદા આવવા લાગ્યા. અહો જગત્‌માં દરેક મનુષ્ય સુખનું જીવન ઇચ્છે છે, તે માટે સંસાર વ્યવહારમાં સ્ત્રી અને પુરૂષ વર્ગ એક બીજાને સુખકારક સંયોગોમાં જોડાવા ઇચ્છે એમાં અન્યાય જણાતો નથી. મારા પુત્રે જે વિચારો જણાવ્યા છે તે પણ એક રીતથી જોતાં ખરેખર સત્ય લાગે છે. દુનિયાંની દૃષ્ટિમાં ભલે આજસુધી એમ ન થયું હોય તેથી વિરૂદ્ધ લાગે, પણ પાણિગ્રહણ થયા બાદ કલેશ કુસંપ, ધર્મ ભેદના જે ઝગડા રહે છે તે માટે સંસારમાં જોડાતાં, સ્ત્રી પણ ધર્મયોગ્ય અને વિનય-

વાળી હોવી જોઇએ અને તે માટે મ્હને પણ તેની ઇચ્છા ઠીક લાગે છે. बालादपि हितं गाह्यं બાલકથી પણ હિત ગ્રહણ કરવું જોઇએ. આ પ્રમાણે વિચાર કરી કહ્યું કે હે પુત્ર હું ત્હારી સુખમય જીંદગી થવા માટે ત્હારા વિચારને અનુમોદન આપું છું. પુત્રે પિતાશ્રીનું ઉત્તમ સંભાષણ શ્રવણ કરી નમન કર્યું. પિતાશ્રીએ કહ્યું, હે પુત્ર! તારા યોગ્ય કોઇ કન્યાની તું તપાસ કરજે, પશ્ચાત્ તેની સાથે લગ્ન માટે બનતું હું કરીશ, આ પ્રમાણે કહી लक्ष्मीचंद्र श्रेष्ठी અન્ય કાર્યમાં રોકાયા. પરીક્ષક મનમાં વિચાર કરે છે કે, ધન્ય છે મારા પિતાને કે જેમને મારા વિચાર સત્ય લાગ્યા. એક દિવસ પરીક્ષક रूपचंद्र શેઠના ઘેર મિત્ર સાથે ગયો. તે શેઠની विनयोज्ज्वला નામની પુત્રી હતી, તેણીએ પણ વ્યવહારિક કેળવણી તથા ધાર્મિક કેળવણીનો સારી રીતે અભ્યાસ કર્યો હતો. પરીક્ષક અને વિનયોજ્જ્વલાની સમાન વય હતી. વિનયોજ્જ્વલા માતપિતાનો સારી રીતે વિનય કરતી હતી. આચાર વિચારમાં ઉચ્ચ હતી, તેણીનો વિચાર परिक्षक સાથે પાણિગ્રહણનો હતો. પરસ્પર વાર્તાલાપ થવાથી એક બીજાનાં ઉચ્ચ વર્તન સંબંધી ખાત્રી થઇ. બન્નેની ઇચ્છા મળવાથી બન્નેનાં લગ્ન યથાયોગ વિધિથી થયાં. એક દિવસ परीक्षके મનમાં વિચાર કર્યો કે મારી સ્ત્રી આજ્ઞાથી વિનય પાળી શકે છે કે કેમ, તે સંબંધી પરીક્ષા કરવાનું

ધાર્યું. પોતાના પગની સાથળે એક પાકેલી કેરી બાંધી, એવી રીતે યુક્તિલાઘવથી વસ્ત્રવડે તે બાંધી કે કોઇને તે કેરી છે એમ માલુમ પડે નહિ. **परीक्षक** બુમો પાડવા લાગ્યો. સગાં વ્હાલાં આવી પહોંચ્યાં. એક મહાન્ વિશ્વાસપાત્ર સમર્થ વૈદ્ય કે જેની સાથે પરીક્ષકે સંકેત કર્યો હતો તે આવ્યો. તેણે સાથળનું ગુમડું પાટા છોડ્યા વિના તપાસ્યું. વિનયોજ્જવલાના દેખતાં કહ્યું કે, આ દર્દ ઉપર ધન્વંતરી આવે તોપણ ઉપાય થઇ શકે તેમ નથી. આ રોગ દેવતાઈ છે. પ્રાણ લીધા વિના છોડે તેમ નથી. ફક્ત એકજ ઉપાય છે કે કોઇ આ ગુમડાને ચુશી લે પણ તે મરે અને **परीक्षक शेठ** સાજા થાય. પતિવ્રતા ધર્મ પાળનારી **विनयोज्ज्वला** એ આ વાત સાંભળતાં પતિ જીવે અને મારો પ્રાણ જાય તો ભલે જાય, એમ નિશ્ચય કરી પતિની સાથળે થએલું કપટમય ગુમડું ચુસવા માંડ્યું. પરંતુ તે ગુમડું નહોતું પણ કેરી હતી. મીઠોરસ ચાખ્યો. અંતે **परीक्षा** ની કસોટી થઇ, સાર્થક નામ ધારણ કરનારી **विनयोज्ज्वला** થઈ. વાચકો વિચાર કરશો કે આવી સ્ત્રીઓથી જગત્ શોભી રહ્યું છે. શું પતિપ્રેમભ્રષ્ટ પુનર્લગ્ન કરનારી સ્ત્રીઓ પતિ માટે પ્રાણ અર્પવા તૈયાર થઇ શકે, પતિ મરી જાય તો ભલે મરી જાય પણ હું જીવીશ તો ફરીથી કોઈની સાથે લગ્ન કરીશ આવો વિચાર પતિવ્રતા વિનયોજ્જવલાના મનમાં કદાપિ શું આવી શકે !

અલબત કદી નહીં. જે સ્ત્રી પતિની આજ્ઞા પાળી શકતી નથી તે સંસારમાં રહે ત્યાં સુધી શું અન્ય કરી શકશે. જે સ્ત્રીઓ પતિને હિસાબમાં ગણતી નથી અને પોતાની સ્વચ્છંદતાથી વર્તે છે તે કેવી રીતે ઉચ્ચભાવમાં પ્રવેશ કરી શકે ? પતિના સંબંધે મનમાં કોઈ પણ જાતનો ખરાબ વિચાર કરવો જોઇએ નહીં. પતિના વિચારો પસંદ ન પડે તો પણ એકદમ અરૂચિ ધારણ કરવી નહીં; પણ હળવે હળવે પતિની સાથે વાર્તાલાપ કરી સારા વિચારોની આપ લે કરવી. પોતાના પતિની ખાનગી વાત જેથી પતિના હકમાં નુકશાન થાય તેવી ચર્ચા અન્ય આગળ કરવી નહીં. એક મનુષ્યમાં સર્વ ગુણો શકતા નથી. સર્વગુણી વીતરાગ છે. પતિમાં કોઈ જાતનો દોષ હોય તો યુક્તિકળાથી સુધારવા કહેવું અન્યની આગળ દોષો પ્રકાશવા નહિ. પતિએ ખાનગી વાતો અન્યની આગળ કહેવી નહિ, તે જાતનો વિનય છે. પતિ વ્યવહારિક તથા ધાર્મિ સારા વિચારો કહે તે યથાર્થ સમજી માન્ય ક કદી સમ્યગ્ ધર્મી ન હોય તોપણ પતિવ્રતા ધર્મમાં અનેક સાધનોથી ખેંચી શકે છે. પતિ અર્થાત્ નાસ્તિક, હોય અને સ્ત્રી સમ્યગ્ વી પાળનારી હોય એવા પ્રસંગમાં પતિ એમ

પાળું છું તે ધર્મ અંગીકાર કર, નહીતો તું પતિવ્રતા કહેવાય નહીં. હું માંસ ખાઉંછું માટે તું પણ માંસનું ભક્ષણ કર, હું દારૂપાન કરૂં છું માટે તું પણ દારૂપાન કર. આવી પતિની મિથ્યા પાપી આજ્ઞાઓને તાબે સ્ત્રીએ થવું જોઇએ નહી. પતિને મોટો માનવો અને તેનો વિનય સાચવવો પણ જેથી નરકમાં જવાય એવી પતિની ખરાબ આજ્ઞા તો કદી પાળવી નહીં. સત્ય વીતરાગ ધર્મ તો કદી છોડવો નહીં. પતિની સાથે વ્યાવહારિક કાર્યોમાં તથા તેના વિનય માટે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે, પણ **पापमय आज्ञा**ઓ પાળવાથી પતિવ્રતા કહેવાતી નથી અને તે માટે તે બંધાએલી પણ નથી. એવી ખરાબ આજ્ઞાઓ જે પતિના હૃદયમાંથી નીકળે છે તે પતિનું અનેક સદ્યુક્તિથી હૃદય સુધારે તે સ્ત્રીને ધન્યવાદ ઘટે છે. પતિવ્રતા સ્ત્રી જેટલો પતિનો વિનય કરે તેટલો ઓછો છે. વિનયવંતી સ્ત્રી પતિને પ્રધાનરૂપ થઈ પડે છે. જે જે પ્રસંગે જે જે યોગ્ય હોય તે તે પ્રસંગે યથા યોગ્ય વિનય સાચવનારી સ્ત્રીઓ જગત્માં દૃષ્ટાંતભૂત થઈ અનેક સ્ત્રીઓને સુધારે છે.

સમ્યગ્ શુદ્ધધર્મનો નિશ્ચયબોધ કરાવનારને ધર્માચાર્ય કહે છે, તે સંબંધી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## गाथा.

जो जेण सुद्धमग्गम्मि, ठाविओ सजएण गिहिणावा
सो चेव तस्स जायइ, धम्मगुरु धम्मदाणाओ॥ २ ॥

ધર્માચાર્યનો વિનય.

ભાવાર્થઃ—કોઇ પણ સાધુ વા ગૃહસ્થીએ જેને શુદ્ધ ધર્મમાર્ગમાં સ્થાપન કર્યો હોય તો તે સાધુ અગર ગૃહસ્થથી બોધ પામનારનો ધર્મગુરૂ અર્થાત્ ધર્માચાર્ય કહેવાય છે, **વંદિતાસુત્રમાં ધમ્માયરિએઅ સવ્વસાહુઅ,** ઇત્યાદિ વાક્યથી ધર્મગુરૂ ( ધર્માચાર્ય ) ને વંદન કર્યું છે. દૈવસિ પ્રતિક્રમણના આદ્યમાં પણ **ભગવાનહં** આદિ ચાર ખમાસમણમાં પ્રથમ ધર્માચાર્યને વંદન કર્યું છે, તીર્થંકર ગણધરાદિક પણ ગુરૂ શબ્દથી ગ્રહણ થઈ શકે છે. પણ અત્રતો જેણે સાક્ષાત્ વિદ્યમાન પણે સમ્યગ્ ધર્મ સમજાવી તેની શ્રદ્ધા કરાવી હોય તે ગુરૂ ધર્મગુરૂ વા ધર્માચાર્ય ગણાય છે. આ પ્રમાણે જોતાં દરેકને ધર્મગુરૂ હોવા જોઇએ, વા ધર્મગુરૂની જરૂર છે. ઉત્સૂત્ર ભાષણ કરનારની પાસે કોઇ ભદ્રકજીવ ગયો અને તેને ઉત્સૂત્ર ભાષીએ અસત્ય શ્રદ્ધા કરાવી તો તે

તેનો ધર્માચાર્ય બની શકતો નથી. વીતરાગ શાસ્ત્રના અનુસારે ધર્મ શ્રદ્ધા કરાવનાર ધર્મગુરૂ ગણાય છે. ધર્મગુરૂનો મોટામાં મોટો ઉપકાર જાણવો.

ધર્માચાર્યના ઉપકારની સીમા નથી

કહ્યું છે કે:-**સમકિત દાયક ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય, ભવ કોડાકોડી કરે, કરતાં કોટી** ઉપાય **સમ્યકત્વમાર્ગપ્રદ** શ્રી સદ્‌ગુરૂનો કોટાકોટીભાવકરે તોપણ કોટી ઉપાયોથી પ્રત્યુપકાર થઈ શકતો નથી, આ સંબંધી મદનરેખા સતીનું દષ્ટાંત વિદ્યમાન છે. અન્ય પણ અનેક દષ્ટાંતો શાસ્ત્રમાં મોજુદ છે. અન્ય કોઈના ગ્રંથ વાંચવાથી સદ્‌બોધ થાય તેથી પુસ્તકનો બનાવનાર કંઇ ધર્માચાર્ય ( ધર્મગુરૂ ) શાસ્ત્રરીત્યા ગણાતો નથી, જો આમ હોય તો પ્રત્યક્ષ સમ્યકત્વપ્રદ કોઇ ઠરી શકે નહિ. પુસ્તક વાંચવાથી જો ઉપકાર થાય તો પુસ્તક કર્તા ઉપકારી ગણાય, પણ કંઈ ધર્માચાર્ય ( ધર્મગુરૂ ) ગણાય નહિ. પુસ્તકના રચનાર ધર્મગુરૂ કહેવાય એવો લેખ નથી. સાક્ષાત્ વિદ્યમાન હોઇ સમકિત દેનાર હોય તેજ ધર્માચાર્ય વા ધર્મગુરૂ ગણાય છે. માતપિતાના ઉપકાર કરતાં ધર્મગુરૂનો ઉપકાર અનં-

માતપિતાદિના ઉપકાર કરતાં ધર્મગુરૂનો ઉપકાર મોટો છે.

તગણો વિશેષ હોય છે. માતપિતા એક ભવમાં ઉપકારી થાય છે પણ ધર્મગુરૂ તો આત્મજ્ઞાનના દાતા હોય છે. મિથ્યા બુદ્ધિના નાશ કરનારા હોય છે. આત્માનું પરમાત્મસ્વરૂપ દર્શાવનાર હોય છે. જડ અને ચૈતન્ય વસ્તુનો ભેદ કરી આત્મધર્મની શુદ્ધ શ્રદ્ધા કરાવનારા હોય છે. અનંત જન્મ જરા મૃત્યુના દુઃખથી મુકાવનાર હોય છે.

વિદ્યાગુરૂ કરતાં ધર્મગુરૂ અનંતગુણ ઉપકારી કહેવાય છે. વિદ્યાગુરૂ એક ભાવના ઉપકારી હોય છે પણ ધર્મગુરૂ તો સદાના ઉપકારી બને છે. ધર્મગુરૂના ઉપકારથી આત્મા સદાકાળની શાંતિ મેળવે છે. ધર્મગુરૂના ઉપકાર સમાન કોઇનો ઉપકાર નથી. સમ્યક્ત્વ રૂપ ચક્ષુના દેનાર ધર્મગુરૂનો મહિમા વર્ણવી શકાય તેમ નથી. કોઈ કાળે પણ ધર્મગુરૂનો પ્રત્યુપકાર થઇ શકતો નથી. જનની જનકનો તો ઉપકાર ધર્મ દાનથી થઈ શકે છે. શ્રીધર્મગુરૂ તો ધર્મ પામેલા છે તેથી ઉપકાર તેમના પ્રત્યે કરી શકાતો નથી. ધર્મગુરૂની આવશ્યકતા છે. ધર્મની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ.

ધર્મગુરૂની આવશ્યકતા.

ધર્મની શ્રદ્ધા કરાવનાર ધર્મગુરૂની જરૂર પડે છે. દરેક મનુષ્યના ધર્મગુરૂ એક નથી હોતા, જગતમાં ધર્મગુરૂ કોણ છે, મને કોનાથી આત્મતત્વની સમ્યક

શ્રદ્ધા થઈ તે વિચારવાની જરૂર છે. ધર્માચાર્યના અપૂર્વ બોધથી આત્મજીવનમાં અપૂર્વ તેજ પ્રકટે છે. અન્તરની ચક્ષુ ઉઘડે છે, જીવનો શિવ બનાવનાર ધર્મગુરૂ છે, અનાદિકાળની અશુદ્ધ પરિણતિથી આત્માને દૂર કરાવનાર શ્રી-સદ્‌ગુરૂ છે. શ્રીધર્મગુરૂના ઉપદેશથી બાહ્ય જગત્‌માં ચેન પડતું નથી. બહિરાત્મભાવ અને અન્તરાત્મભાવ ભિન્ન ભિન્ન પરખાય છે. સત્યને

**ધર્મગુરૂના ઉપદેશની અસર.**

સત્ય સમજાય છે. હું અપૂર્વતત્વ પામ્યો એવું ભાન થાય છે. આત્મામાં અપૂર્વ આનંદની ખુમારી પ્રગટે છે. અનાથપણું ટળે છે અને સનાથપણું પ્રગટે છે. આત્મા, અશુદ્ધતા ટાળવાને પ્રયત્ન કરે છે, સદ્‌ગુણ દૃષ્ટિ ખિલે છે, દોષ જોવાની દૃષ્ટિનો નાશ થાય છે. આત્મા તે પરમાત્મા થઇ શકે એમ દૃઢ નિશ્ચય થાય છે. ઉચ્ચભાવ ઉપર અપૂર્વ પ્રેમ પ્રગટે છે. ચારિત્રમોહનીયનાં અસદાચરણોમાં ધર્મની બુદ્ધિ રહેતી નથી. અન્તરમાં ખરેખરી જ્ઞાનાદિકરૂદ્ધિ છે, એવી શ્રદ્ધા થાય છે. ઔદયિકભાવના યોગે જગત્‌નાં કાર્ય કરે છે, પણ તેમાં આત્મત્વબુદ્ધિ ધારણ કરતો નથી. સમ્યગ્‌ બુદ્ધિ પ્રતિદિન ખીલે છે. બુદ્ધિ

સમ્યકત્વદાતા શ્રી મુનિવર્ગ વિશેષતઃ હોય છે. સાધ્વી પણ હોઈ શકે છે. શ્રેણિક રાજાને અનાથી મુનિએ બોધ

સાધુ તરીકે ધર્મગુરૂ હોય તેનો વિનય.

કર્યો હતો. મુનિવર્ગ ઉપદેશક હોય છે. ગામોગામ વિહાર કરીને તેઓ ધર્મનો ફેલાવો કરે છે. અનેક જીવોને ધર્મની શ્રદ્ધા કરાવે છે, માટે મુખ્યચરીત્યા સાધુઓ વિશેષતઃ ધર્મગુરૂઓ હોય છે તેમજ ધર્માચાર્ય તરીકે સાધ્વીઓ પણ હોય છે. તેથી જગતના જીવોની તેમના પ્રતિ અપૂર્વ પ્રીતિ, ભક્તિ રહે છે. તે ખરેખર યોગ્ય છે. કોઈના ધર્માચાર્ય, કર્મયોગે ભ્રષ્ટસ્થિતિમાં આવી પડે છે, તોપણ તે બદલાતા નથી, વા તેમનો ઉપકાર જતો રહેતો નથી. સમ્યક્ત્વ દાનના દાતા ધર્મગુરૂ બદલાતા નથી. ધર્માચાર્ય ઉપર દેવસમાન ભાવના રાખવી જોઇએ. દેવ કરતાં ધર્માચાર્ય ઉતરતા છે, એવી ભાવના રાખવાથી ભક્તિ આદિ સદ્‌ગુણો વિશેષતઃ ખીલી શક્તા નથી. ધર્માચાર્ય ઉપકારની અપેક્ષાએ દેવ સમાન છે. ધર્માચાર્ય ન હોત તો દેવને કોણ ઓળખી શકત. ઉપકારી વિશેષતઃ પૂજ્ય છે. એમ જણાવવા માટે નમસ્કાર મંત્રમાં સિદ્ધ પદ પ્રથમ નહિ મૂકતાં **અરિહંતપદ** પ્રથમ મૂક્યું છે. **અરિહંત** ભગવાને સિદ્ધને જણાવ્યા, માટે અપેક્ષાએ ઉપકારની વાત સમજવી જોઇએ. **મુનિરૂપ ધર્મગુરૂનો** ખરા અંતઃકરણથી વિનય કરવો જોઇએ. તેમને વંદન કરવું. ને તેમની આજ્ઞા માનવી. ચાર પ્રકારના આહાર

માટે નિયંત્રણા કરવી. સંયમરૂપ યાત્રા પાળતાં તેમને જે જે મુશ્કેલીઓ પડે તે યથાયોગ્ય વિધિથી દૂર કરવી. ધર્મ ગુરૂરૂપ મુનિવરના ગુણોનું જ્યાં ત્યાં કીર્તન કરવું. તન મન વાણીથી વિશેષત: ભક્તિ કરવી. તેમની નિંદા કોઈ કરે તો સાંભળવી નહીં. ધર્માચાર્યના ઉપકારને ત્રણ કાલમાં ભૂલી શકાય તેમ નથી. ધર્માચાર્ય ( શ્રીધર્મગુરૂ ) આવતાં ઉભા થઇ સામા જવું. જાય ત્યારે કેટલાંક ડગલાં પાછળ જવું. તેમની આગળ ડહાપણ બતાવવું નહિ. અન્ય સાધુઓ કરતાં ધર્માચાર્ય ( ધર્મગુરૂ ) મુનીશ્વર વિશેષત: શ્રદ્ધા ભક્તિથી આરાધન કરવા લાયક છે કારણ કે અન્ય સાધુઓ જો કે ચારિત્ર પાળે છે, વિદ્વાન્ છે, તોપણ ધર્મગુરૂ કે જે ધર્માચાર્ય મુનિવર છે તેમના સરખા ઉપકારી નથી. ધર્માચાર્યનાં ઉપદેશેલાં વાક્યો પુનઃ પુનઃ સ્મરણ કરવાં, અને તે પ્રમાણે વર્તવા, યથાશક્તિ પ્રયત્ન કરવો. ધર્માચાર્યના ઉપકાર આગળ પ્રાણ પણ હિસાબમાં ન ગણવા. ધર્માચાર્યની આજ્ઞાનો કદી લોપ કરવો નહીં. અનંતકાલ પરિભ્રમણ કરતાં ધર્મના દર્શાવનાર ધર્મગુરૂ મળ્યા પછી અલ્પ કાળમાં જીવ મુક્ત બને છે. ધર્માચાર્ય મુનિરાજનો જેટલો વિનય કરવામાં આવે તેટલો ઓછો છે. દીક્ષા ગુરૂ મુનિરાજ કરતાં પણ ધર્મપ્રદ ધર્માચાર્ય મુનીશ્વર ઉપકારની અપેક્ષાએ મોટામાં મોટા છે. ધર્માચાર્યના ઉપ-

કારનો અપલાપ, પ્રાણ પડતાં પણ કરવો નહીં. ધર્માચાર્ય કોઇ બાબતની શિક્ષા આપે તો ગુસ્સે થવું નહિ. શ્રીધર્માચાર્ય મુનિવર પ્રતિ દોષદૃષ્ટિ કરવી નહી. તેમનું અપમાન થાય તેવું વચન બોલવું નહિં. ધર્મગુરૂનું દર્શન કરવું. જેટલો ધર્માચાર્ય મુનિરાજ ઉપર અંતરથી વિનય રહે છે તે પ્રમાણે આત્મા ઉચ્ચદશા પામતો જાય છે. આત્માની ઉચ્ચદશાનો આધાર ધર્મગુરૂના વચનની શ્રદ્ધાપર રહેલો છે. જે ભવ્યપુરૂષો ધર્માચાર્યનો ચઢતે ભાવે વિનય કરે છે અને આત્મસ્વરૂપ રમણતાની ખુમારીમાં મગ્ન રહે છે, તેમને નમસ્કાર થાઓ. આત્મજ્ઞાન થયા બાદ પરમાત્મસ્વરૂપ આત્મામાં રહ્યું છે. જ્ઞાનદર્શન ચારિત્રથી પરમાત્મસ્વરૂપ પ્રગટ થાય છે, એમ અનુભવમાં આવે છે.

ગૃહસ્થ તરીકે ધર્મગુરૂ હોય તેનો વિનય.

કોઇ ભવ્ય જીવને સમ્યક્ત્વપ્રદ ગૃહસ્થ હોય તો ગૃહસ્થ ધર્માચાર્ય ગણાય છે. તેથી પુરૂષ અગર મદનરેખાની પેઠે સ્ત્રી પણ કોઈ જીવના ધર્માચાર્ય તરીકે પ્રત્યક્ષ બોધ દેવામાં હોય છે. સમ્યક્ત્વદાતા ધર્મગુરૂ ગૃહસ્થ કોઈના હોય છે અને તેવા દૃષ્ટાંતો કવચિત્ જોવામાં આવે છે. ધર્મગુરૂ ગૃહસ્થે શાસ્ત્ર આધારે સમકિત પમા-

ઠર્યું હોય તો તે ધર્માચાર્ય ગણાય અને તે પણ સાક્ષાત્ મળેલા હોય તો જ ગણાય, પણ સામાન્ય શ્રદ્ધા કરાવવામાં ધર્માચાર્ય ગૃહસ્થ હોય નહિ. સામાન્ય બોધથી તો ઉપકારી સામાન્યત: ગણાય છે. આવો ઉચ્ચ અધિકાર કોઇ વિરલા ગૃહસ્થ કોઈના પ્રતિ મેળવી શકે છે. કેટલાક ગૃહસ્થને ધર્મગુરૂ માની સાધુ વર્ગનો મૂળમાંથી નાશ કરવા કળાઓ કરે છે, નિંદાઓ કરે છે, તે હજી યોગ્ય અધિકારી થયા નથી. ગૃહસ્થગુરૂ સમકિતની અપેક્ષાએ હોય છે પણ ચારિત્રની અપેક્ષાએ હોતા નથી, તેથી ચારિત્રની ઉચ્ચ કોટી ધારણ કરનાર મુનિવર્ગની દશાને ગૃહસ્થગુરૂ પામેલા નથી તેથી તે વિરતિની અપેક્ષાએ ગૃહસ્થગુરૂ ઉતરતા છે, ઉપકારની અપેક્ષાએ ચઢતા છે એમ યથાર્થ સમજી ગૃહસ્થગુરૂનું યથા યોગ્ય સન્માન કરવું. તેમનો ઉપકાર વારંવાર સ્મરણ કરવો. ગૃહસ્થગુરૂ ચોથા અગર પાંચમા ગુણસ્થાનકમાં વર્તનાર હોય છે. પણ ચારિત્ર ધારક મુનિવર્ગ તો ચારિત્ર તરીકે પણ વિખ્યાત ગુરૂ છે અને અનેક જીવોના ધર્મ ગુરૂપણ હોય છે. માટે તેમની આશાતના તથા અવિનય થાય નહિ તેમ લક્ષ રાખવું. સમક્તિ દાતા કદાપિ કોઈના હોય તો તેણે ગૃહસ્થ ધર્માચાર્યનો યોગ્ય વિનય કરવો. પ્રણામ કરવા પણ સાધુના પાઠનાં ખમાસમણાં દેવાં નહિ,

સંકટમાં સહાય કરવી, તેમની નિંદા કરવી નહિ. તેમ કોઈ નિંદા કરે તો સાંભળવી નહિ. નિંદા કરનારને સમજાવી વારવા. સમકિતપ્રદ ગૃહસ્થમાં જે જે ગુણો હોય તેની અનુમોદના કરવી. તેમનો મન વચન કાયાથી વિનય સાચવવો. કોઇ ગૃહસ્થે કોઇ જીવને સમક્તિ પમાડયું પશ્ચાત્ સમકિત પામનાર સાધુ થાય તો ગૃહસ્થ સમકિત દાયકને વ્યવહારથી વંદન કરે નહિ, પણ હૃદયના ભાવથી વંદન કરે. બાહ્ય શરીરાદિકથી કરે નહિ, કારણ કે તે છઠ્ઠા ગુણસ્થાનકે ચઢયો. સાધુ માર્ગ, ધર્મનો રાજમાર્ગ છે, માટે તેનો લોપ થાય નહિ. શાસ્ત્રથી દોષ આવે નહિ તે પ્રમાણે વર્તે.

**સાધુનો વિનય.**

શ્રી મહાવીર સ્વામિએ ચતુર્વિધ સંઘમાં સાધુનો વર્ગ પ્રથમ સંઘ તરીકે સ્થાપન કર્યો છે. સાધુવર્ગ રાજાનો પણ રાજા છે. શ્રી-મહાવીર સ્વામી તીર્થંકરને થયાં હાલ બે હજાર ચારસેને પાંત્રીસ વર્ષ થયાં, ત્યારથી સાધુ સાધ્વીનો પ્રવાહ અખંડરીત્યા ચાલ્યો આવે છે. ગૌતમસ્વામી, ભદ્રબાહુ, ઉમાસ્વાતિ, સિદ્ધસેન, હરિભદ્ર, મલ્લવાદી, કલીકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્ર, યશોવિજયજી ઉપાધ્યાય વગેરે આચાર્યો, ઉપાધ્યાયો સર્વ સાધુઓજ થાય છે. ધર્મના પ્રવર્તક સાધુઓજ છે. યતિ, ભિક્ષુક, શ્રમણ મહાણ વગેરે

સાધુઓનાં અન્ય નામ છે. સાધુ વર્ગના સ્થાપનાર શ્રી કેવલી ભગવાન્ છે માટે તે વર્ગ સદાકાળ વિજય કરશે, શ્રીમહાવીર સ્વામીનું શાસન એકવીસ હજાર વર્ષ પર્યંત ચાલશે તે પણ સાધુઓના ઉપદેશથીજ ચાલશે. બે હજાર અને ચાર યુગ પ્રધાન થવાના છે, તે પણ સાધુઓજ થશે. દુનિયાંની સલાહ શાંતિનું રક્ષણ પણ સાધુઓ કરતા આવ્યા છે અને કરશે, લાખો જીવોને અન્યાયરૂપ ચોરી અસત્ય, વ્યભિચાર રૂપ દોષમાંથી મુક્ત કરી રાજાના કરતાં પણ મોટી ફરજ સાધુઓ બજાવે છે. અહિંસાદિ પંચ-મહાવ્રત ધારણ કરે છે, ગામોગામ ફરે છે, પૈસો પાસે રાખતા નથી, લેતા પણ નથી, દોષરહિત આહાર ગ્રહણ કરે છે, ખરેખરો પરમાર્થ-આત્મભોગ આપનાર સાધુવર્ગ છે. ધર્મગુરૂઓ જે સાધુઓ કહેવાય છે તેમનાથીજ ખરી ઉન્નતિ થાય છે અને તેજ સત્ય સુધારો કરી શકે છે; નિઃસ્પૃહ હોવાથી સત્ય ઉપદેશ પણ તે આપે છે, તેમનો વિનય કરવાથી આત્મોન્નતિ ત્વરિત થાય છે, આવા સાધુઓની પાસે જે દીક્ષા અંગીકાર કરે છે તેમણે મન વચન અને કાયાથી સદ્‌ગુરૂનો વિનય કરવો. દીક્ષા લીધી

**દિક્ષા અંગીકાર કરનારા શિષ્યોએ સાધુરૂપ ધર્મગુરૂનો કરવો જોઇતો વિનય.**

એટલાથી કંઈ આત્મોન્નતિ થઈ શકતી નથી. ગુરૂના શિષ્ય થયા બાદ આત્મોન્નતિના હેતુઓ અવલંબવા જોઇએ. ગુરૂનો વિનય કરવામાં ખામી ન રાખવી જોઈએ. ગુરૂ ઉઠે કે ઉભા થવું, ગુરૂની વાણી પ્રેમપૂર્વક સાંભળવી, ગુરૂ મહારાજ ક્રોધ કરે તો સમતા ધારણ કરવી, ગુરૂમહારાજના સામું ન બોલવું, શ્રીસદ્ગુરૂની આજ્ઞાનુસાર સદ્વર્તન રાખવું, ગુરૂના સામું અપમાન થાય તેમ બોલવું નહિ, ગુરૂની આજ્ઞા બહુમાન ભક્તિપૂર્વક વધાવી લેવી. ગુરૂમહારાજની સારી રીતે ભક્તિ કરવી જોઇએ, ગુરૂમહારાજના વિચારની સાથે પોતાના વિચાર મળતા ન આવે તો માધ્યસ્થ્યતા ધારણ કરવી. અને જેમ સ્વપરનું હિત થાય તેમ પ્રવર્તવું. દીક્ષા આપનાર મુનિગુરૂની આહાર પાણીથી ભકિત કરવી, ગુરૂની સલાહ પ્રમાણે દરેક કાર્ય કરવાં. ગ્રહણ કરેલાં વ્રતોમાં દોષ ન લાગે તેમ પ્રવૃત્તિ કરવી જોઈએ, શિષ્ય થયા બાદ લોકો તરફથી માન મળે કે કુલાઇ જવું જોઇએ નહિ, કેટલાક શિષ્યો તો પોતાના ગુરૂને હિસાબમાં ગણતા નથી. મનમાં એમ સમજે છે કે ગુરૂમાં અમારા જેટલું જ્ઞાન નથી, આવી તેમની કુબુદ્ધિથી વિનય સેવી શકતા નથી. કેટલાક અવિનય શિષ્યો ગરજ હોય ત્યાં સુધી ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તે છે. પશ્ચાત્ ગુરૂને હિસાબમાં ગણતા નથી, પણ સમજવું જોઇએ કે

ગમે તેવી સ્થિતિમાં દીક્ષાગુરૂ સદાકાળ મોટા હોય છે માટે ધર્મનું મૂળ વિનય સમજી તેનું સેવન કરવું. કેટલાક તો પ્રકૃતિ મળતી આવે ત્યાં સુધી મુનિગુરૂને માને છે પશ્ચાત્ વળી બીજા ગુરૂ પાસે માથું મુંડાવે છે, આવી ચંચળ પ્રકૃતિથી દૃઢ સંકલ્પની સિદ્ધિ થતી નથી અને વિનય પણ રહેતો નથી, શ્રીસદ્દગુરૂની કૃપા પણ મેળવી શકાતી નથી, પૂર્ણ વિનય વિના શ્રીસદ્દગુરૂજી ચમત્કારિક વિદ્યાઓનું દાન કરી શકતા નથી, અવિનયથી સદ્દગુરૂનો આશીર્વાદ મેળવી શકાતો નથી. પૂર્વ સમયમાં શિષ્યો સદ્દગુરૂનો દૃઢ સંકલ્પ-પૂર્વક વિનય કરતા હતા, તેથી તેઓ અદ્દભૂત શક્તિઓ મેળવી શકતા હતા, કેટલાક કુશિષ્યો તો ગુરૂ શિક્ષા આપે છે ત્યારે સામું બોલે છે અને ત્યાંથી દૂર થઇ ગામોગામ જૂઠી નિંદા કરી ગુરૂની ફજેતી કરે છે તેમાં અંતે કોહ્યા કાનની કૂતરીની પેઠે માન પામી શકતા નથી, કેટલાક તો ગુરૂને પણ તાબે રાખવા જેવી પ્રવૃત્તિ કરે છે, એમ કરવાથી આત્મોન્નતિ થઇ શકતી નથી.

પ્રતિમામાં પણ દેવની બુદ્ધિ ધારણ કરવાથી તેને માનવા પૂજવાથી ફળ થાય છે તો ગુરૂમાં દેવ જેવી પૂજ્ય-બુદ્ધિ રાખવાથી વિનયવડે સર્વ સિદ્ધિ થઇ શકે તેમાં કંઇ શક નથી, ગુરૂમાં વિશેષજ્ઞાનાદિક ગુણ કે ન્યૂન હોય તો તેથી કંઈ નાખુશ થવાનું નથી. કાદવનો પુત્ર કમળ થાય છે તેમજ આપણે તો વિનયથીજ ઉચ્ચ સદ્દગુણો પ્રાપ્ત કરી

શકીએ એમાં કાંઇ આશ્ચર્ય નથી. ગુરૂઓએ પણ શિષ્યોના આત્માની ઉચ્ચ સ્થિતિ થાય તેમ વર્તવું જોઈએ. ગુલામની બુદ્ધિથી શિષ્યોને ન જોવા જોઈએ, શ્રીસદ્ગુરૂનો ખરા અંતઃકરણથી જે વિનય કરે છે તેને દેવતાઓ સહાય કરે છે. શિષ્યો પોતાના ગુરૂ કરતાં અન્ય ગુરૂઓને વખાણે, તેમને સારા ગણે, તેમાં તેઓ વિચારે તો માલુમ પડશે કે પોતાના ગુરૂના ગુણો ગાતાં આત્માનું વિશેષતઃ હિત થઈ શકે છે. ગુરૂ સંબંધી એક પણ અશુભ વિચાર મનમાં ન પ્રકટ થવા દેવો. લોકોને દેખાડવાને માટે અને લોકોમાં કીર્તિ થાય વા કંઈ ગરજ લેઇ ઉપર ઉપરથી ગુરૂનો વિનય કરવાથી આત્મહિત સાધી શકાતું નથી. કેટલાક તો બહુ માનપૂર્વક ગુરૂનો વિનય કરે છે, કેટલાક અંદરથી વિનય કરે છે પણ બાહ્યમાં અવિનયી જણાય છે. કેટલાક બાહ્ય અને અંતરથી વિનય સેવે છે. વિનયથી સદ્ગુરૂનો આત્મા પ્રસન્ન થાય છે. વિનયથી શિષ્યના અનેક દોષોનો નાશ થાય છે. વિનયનું ફળ મળ્યા વિના રહેતું નથી. ભવ્ય શિષ્યોએ શ્રી સદ્ગુરૂ મુનિરાજની આજ્ઞા માની વિનય સેવવો. ગુરૂ મહારાજની આજ્ઞા અમૃતની પેઠે ગણી તુરત અંગીકાર કરવી. ગુરૂનું વચન કદી લોપવું નહિ. રાજપુત્રો વગેરેના કરતાં શિષ્યોનો વિનય અલૌકિક હોવો જોઇએ.

શિષ્યોના વિનયથી જગત્ના જીવો પણ વિનય કરતાં

શિખે છે અને શિષ્યો પણ જ્યારે ગુરૂપદને પામે ત્યારે તેમના પ્રતિ તેમના શિષ્યો પણ સારા વિનયથી વર્તે છે. જગત્‌ના જીવો જેવું દેખે છે તેવું શિખે છે. શિષ્યોનો ઉક્ત વિનય દેખી તેઓ પણ શિષ્યોના પ્રતિ પ્રેમભક્તિ માન અને પૂજ્યબુદ્ધિથી જુએ છે અને તેઓ પોતાના કુટુંબમાં વિનયનો પ્રચાર કરે છે, તેઓ ક્લેશ કે કંકાસથી મુક્ત થાય છે. દુનિયા જેવું દેખે છે તેવું આચરે છે. દુનિયાંને ઉચ્ચ વિનયવાળી બનાવવી હોય તો શિષ્યો-એ ઉચ્ચ વિનયથી વર્તવું જોઇએ. વિનેયશિષ્યોના દાખલા જ્યાં ત્યાં લોકો કહે છે. જગત્‌માં તેમનાં નામ અમર રહે છે. વિનયવંત ન બોલે તોપણ હજાર મનુષ્યો ઉપર વિનયની અસર કરી શકે છે. અવિનેય શિષ્ય તે પ્રમાણે અસર કરી શકતો નથી. વિનય સદાકાળ ઉત્તમ પુરૂષો સેવી શકે છે. આજને આજ વિનયનું ફળ લેવાની બુદ્ધિ ન રાખવી, ગુરૂઓ શિષ્યોના વિનયની કસોટી કાઢે છે. તેનું હૃદય તપાસે છે. પશ્ચાત્ યોગ્ય લાગે છે તો પોતાની સઘળી વિદ્યાઓ આપી દે છે.

શિષ્યોના વિનયથી દુનીયાં પર , અસર.

વિનય ઉપર એક શિષ્યનું દૃષ્ટાંત સાંભળવા લાયક છે તેથી તે કહેવામાં આવે છે. વિદ્યાપુર નામનું એક

એક શિષ્યે કરેલો સદ્ગુરૂનો વિનય અને તેથી મળેલી યોગવિદ્યા.

નગર **સાબ્રમતિ નદીની** પાસે હતું. ત્યાં એક યોગવિદ્યાના સંપૂર્ણ અભ્યાસી એક **યોગમુનિ** વસતા હતા. તે સ્વભાવે શાન્ત અને યોગના અનેક ચમત્કારોનું ઘર હતા. પોતાની વિદ્યાઓ આપવા માટે યોગ્ય શિષ્યને ખોળતા હતા. તેમના ઘણા શિષ્યો થયા પણ શિષ્યો કોઇ ટકીને રહેતા નહિ. કારણ કે આ યોગી સાધુ પાસે બહારની ગપસપની વાતોનો અવકાશ નહોતો. શિષ્યોની પરિક્ષા કરવા માટે તેમને ધમકાવતા. કેટલાક શિષ્યો કે જે દુનિયામાં સુખની બુદ્ધિવાળા હતા તે રહ્યા નહિ. એક ગૃહસ્થ કુટુંબના એક સુપુત્રે આ યોગી પાસે દીક્ષા અંગીકાર કરી. ગુરૂનો આ સુશિષ્ય વિનય સાચવતો હતો. તોપણ ગુરૂવર્ય તેની સાથે વિશેષ સંભાષણ કરતા નહોતા. શિષ્ય વિનેય હતો તેથી અનેક દુઃખો વેઠીને તેણે બાર વર્ષ ગાળ્યાં. એક દીવસ તેણે ગુરૂનો મસ્તક કોરે મૂકીને વિનય કર્યો. ગુરૂને આ શિષ્ય યોગ્ય લાગ્યો. પોતાની સઘળી વિદ્યાઓ આપવાની મરજી થઈ તોપણ છેલ્લી વારની કસોટી કરવા વિચાર થયો. યોગવિદ્યાના સામર્થ્યથી ગુરૂએ ઝાડા ઘણા શરૂ કર્યા. તોપણ શિષ્ય વિનયથી હઠયો નહિ અને ગુરૂનું ઝાડાથી મલીન થએલું શરીર સાફ કર્યું. ગુરૂએ યોગ્ય ધાર્યો. અહો આ પુરૂષ વિદ્યાને માટે લાયક છે. માટે

હવે કોરા ઘડામાં જળ મંગાવીને તેને સઘળી વિદ્યાઓ આપું. શિષ્યને ઘડો લેવા કુંભારને ત્યાં મોકલ્યો અને પાણી મંગાવ્યું. શિષ્ય કુંભારને ત્યાંથી ઘડો માગી લઈ ભક્તોના ઘેર અચિત્તજલ લેવા ગયો. જલભૂત ઘડો લઇ ગુરૂ પાસે આવતાં એક શુન્ય સ્થાનમાં

ગુરૂએ કરેલી શિષ્યની કસોટી.

થાક લાગવાથી આંબલીના ઝાડ તળે બેઠો, તે વખતે તેના મનમાં ખરા વિચાર આવવા લાગ્યા. અરે આટલા વર્ષ સુધી ગુરૂનો વિનય કર્યો પણ કંઇ તત્ત્વ મળ્યું નહિ. હવે અત્ર રહેવું યોગ્ય નથી. ચાલ અત્રથી ભાગી જઉ, એમ વિચાર કરી ભાગવા લાગ્યો ત્યારે ઘડામાંથી એકદમ અવાજ થયો કે **કેમ ભાગે છે.** શિષ્યે આ શબ્દ સાંભળ્યો અને ચમક્યો, કોણ બોલ્યું. પાછો ભાગવા લાગ્યો, પાછો અવાજ થયો. શિષ્યે પુછ્યું કોણ બોલનાર છે? ત્યારે ઘડામાંથી અવાજ થયો કે અરે શિષ્ય? હું ઘડો છું. તું ગુરૂને મૂકી ક્યાં ભાગી જાય છે. મારા જેટલું ત્હને દુઃખ પડ્યું નથી. કેમ કંટાળે છે. ઘડો કહેવા લાગ્યો કે પ્રથમ માટીની ખાણમાંથી પ્રથમ માટી કાઢી અને

ઘડાનો શિષ્ય પ્રતિ ઉપદેશ.

ગધેડા ઉપર ચઢાવ્યો. ચૌટા વચ્ચે લેઈ જવામાં આવ્યો. પ્રથમ ખૂબ કૂટ્યો. પાણી નાંખી ખુબ મ્હને રગદોળ્યો. પછી ચાક

ઉપર ચઢાવ્યો. મારૂં મસ્તક કાપી નાખ્યું, તૈયાર કરી તડકે સૂકવ્યો. પાછી અગ્નિની જવાળાવાળી ભઠ્ઠીમાં ઘાલી ખુબ બાળી શેકયો. પશ્ચાત્ બ્હાર કાઢયો. ઓછામાં પુરૂં ગામની સ્ત્રીઓ આવી ટકોરા મારવા લાગી. આટલાં બધાં દુ:ખ સહન કર્યાં ત્યારે હવે હું લાયક થયો ત્યારે રાજાની રાણી મને મસ્તક ઉપર ચઢાવે છે. મોટા મોટા યોગિયોનાં હાથે ચઢયો છું. હે શિષ્ય મારા જેવાં ત્હેં દુ:ખો વેઠયાં છે? તેનો જવાબ આપ? શિષ્ય આ સાંભળી બોધ પામ્યો અને ઘડાને કહેવા લાગ્યો. તું મારા ગુરૂને આ વાત કરીશ નહિ. ઘડાએ કહ્યું કે હું ઘડો નથી પણ ઘડામાં રહીને બોલનાર દેવતા છું. શિષ્યને ઉપદેશ બરાબર લાગ્યો અને વિચાર્યું કે પ્રાણ પડે તોપણ ગુરૂનો વિનય તજું નહિ. આવી ઉત્તમ નિશ્ચય વિનયભાવના ધારી ગુરૂ પાસે આવી વંદના કરી જલનો ઘડો આપ્યો. ગુરૂએ હવે તેને પોતાની પાસે બેસારી તત્ત્વજ્ઞાનની કુંચીઓ બતાવી. આત્માની અનંત શક્તિઓ છે. જો બ્રહ્મરંધ્રમાં આવી રીતે પ્રાણવાયુ લેઇ જવો. ષટ્ચક્રનુ અમુક રીતે સાધન કરવું. લે આ પઠિત મંત્ર વિદ્યાઓ.

ગુરૂએ શિષ્યને ગુપ્ત વિદ્યાઓ આપી.

શિષ્યે પણ વિનયથી વિદ્યાઓ લીધી. દેવતાઓ તેના વશ થઈ ગયા. રાજયોગ તથા હઠયોગની કુંચીઓ પણ સઘળી દેખાડી. શિષ્યના મુખપર વિચિત્ર આત્મતેજ

ઝળકવા લાગ્યું. ગુરૂ કહે છે કે હે શિષ્ય ! આ વિદ્યાઓ યોગ્ય શિષ્ય કે જે ત્હારા જેવો થાય તેને આપજે. વિનયના અભાવે હાલ ઘણી વિદ્યાઓ અલોપ થવા લાગી છે. વિદ્યાનો દુરૂપયોગ કરીશ નહિ. કોઇના બુરામાં વિદ્યા વાપરીશ નાહ. વિદ્યાઓની અન્યને માલુમ પડે નહિ તેવી રીતે વર્તજે નહિતો દુનિયાના લોકોનો પરિચય વધી જશે અને તું બાહ્ય ખટપટમાં લપટાઇ જઇશ. ત્હારી કોઇ નિંદા કરે, બુરૂ કરે તોપણુ અશુભનો લેશ માત્ર પણુ સંકલ્પ કરીશ નહિ. અયોગ્યને પ્રાણુ પડે તોપણુ વિદ્યા આપીશ નહિ, આત્મસ્વરૂપમાં સદાકાળ લીન રહેજે. બાહ્યમાં લપટાઇશ નહિ. આત્મા પરમાત્મરૂપ છે એમ સદાકાળ ભાવના રાખજે. અહં અને મમત્વભાવ અન્તરથી જાગૃત ન થાય એમ આત્મોપયોગથી વર્તજે. કહેલા ઉપાયો પ્રમાણે ધ્યાન કરજે. અમુક વિદ્યાથી તું શ્રુતજ્ઞાનના બળવડે સર્વ જાણીશ, પણુ મોહમાં મુંઝાઇશ નહિ. અપ્રમત્તભાવ સદાકાળ ધારણુ કરજે. આત્મધ્યાનમાં સદાકાળ રહેજે, સદાકાળ સમાધિમાં જીવતાં પણુ મોક્ષનાં સુખ ભોગવજે. આ પ્રમાણે ગુરૂએ તત્વોપદેશની કુંચીઓ બતાવી. શિષ્યનો અવતાર સફળ કર્યો, જેથી તે સુખી થયો.

ભવ્યો ! સમજશો કે વિનય વિના પિતા પણુ પુત્રને પોતાનું દાટેલું ખાનગી ધન દેખાડતો નથી ત્યારે શ્રી ગુરૂ

મુનિવર શિષ્યને શું દેખાડી શકે? યોગ્યતા વિના રાજ્ય પણ મળતું નથી તો વિનયની યોગ્યતા મેળવ્યા વિના સદ્ગુરૂ પાસેથી અંતર્ધન શી રીતે મેળવી શકાય? આત્મશક્તિ ખીલવવાની કુંચીઓ જો પ્રાપ્ત કરવી હોય તો શ્રી ગુરૂની કૃપા સંપાદન જે રીતે થાય તે રીતે વિનયમંત્રનું આરાધન કરવું. શ્રી સદ્ગુરૂના દીક્ષિત શિષ્યો ગમે તેવી ગુરૂની આજ્ઞા પાળે છે. **ચિદાનંદ** નામના એક મુનિવર્ય એક નગરની બહાર રહેતા. તેમના બસેં દીક્ષિત સાધુ શિષ્યો હતા. ચિદાનન્દયોગી સમર્થ યોગીરાજ હતા. શિષ્યોને આત્મહિતમાં સારી રીતે પ્રવતાવતા હતા, શિષ્યો પણ ગુરૂનો વિનય વૃત્તિઅનુસાર કરતા હતા. એક દિવસ સર્વ શિષ્યોનું મંડળ ઉપદેશ સાંભળતું હતું.

શિષ્યોને વિનયની પરીક્ષા માટે આજ્ઞા.

**ચિદાનન્દ સદ્ગુરૂ** પણ આત્મસ્વરૂપના ધર્મો અનેક યુક્તિઓથી સમજાવતા હતા, ઉપદેશ આપ્યા બાદ ગુરૂ મૌન રહ્યા, તે પ્રસંગે કેટલાક શિષ્યોએ ગુરૂરાજને કહ્યું કે આ શિષ્યમંડલમાં કોણ વિશેષતઃ વિનયી છે. પ્રત્યેક શિષ્યો મનમાં એમ ધારતા હતા કે કોને ગુરૂ વિશેષ વિનયી કહેશે. શ્રી સદ્ગુરૂએ કહ્યું હે ભવ્ય શિષ્યો! અવસરે માલુમ પડશે, ગુરૂએ પરીક્ષા કરવાનો વિચાર કરી ગુપ્તરીતે એક વાદી પાસે દાંત પાડી નાખેલો એક મહાકાળો ભયંકર સર્પ મંગાવ્યો

અને તેને એક ઠેકાણે મૂકાવ્યો, સર્પ પણ સમજાવ્યા પ્રમાણે લાલચોળ જિવ્હા બહાર કાઢતો હતો અને ફુણા મારતો હતો, કાળનો કાળ હોય એવો દેખાતો હતો. પ્રસંગને પામી બસેં શિષ્યો ગુરૂનાં દર્શન કરવા આવ્યા. દર્શનવંદન કરી શ્રી ગુરૂ આગળ બેઠા. ગુરૂએ કહ્યું, હે ભવ્ય શિષ્યો ! આજ મારો એવો વિચાર થયો છે કે પેલો ક્રૂર સર્પ દેખાય છે તેના દાંત કેટલા છે તે કોઇ શિષ્ય ગણે. આ કથન સાંભળી શિષ્ય ચમકયા–ભય પામ્યા, સર્પ વિકરાળ દીઠો. કેટલાક તો વિચારવા લાગ્યા કે અરે ! આવી બુદ્ધિ ગુરૂને કેમ સુઝી. કેટલાક તો એક બીજાને કોઇ સાંભળે નહિ તેવી રીતે હળવે હળવે કહેવા લાગ્યા કે અરે ! ગુરૂ મહારાજને વાયુ તો નહિ થયો હોય, કેટલાક કહેવા લાગ્યા કે શિષ્યનો પ્રાણ કાઢવાનો આ ઉપાય રચ્યો છે, કેટલાક તો મૂઢમતિથી વિચારવા લાગ્યા કે આવું અકૃત બતાવે તે ગુરૂ શી રીતે કહેવાય, કેટલાક તો વિચારવા લાગ્યા કે કંઇ પ્રયોજન બતાવી ભાગી જવું તે યોગ્ય છે, કેટલાક તો વિચારવા લાગ્યા કે જે દાંત ગણવા જાય તે તો મરી જાય. પશ્ચાત્ ગુરૂને શું ? ગયો તે ગયો, પાછો આવનાર નથી. 'જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે.' કેટલાક તો વિચારવા લાગ્યા કે સર્પના દાંત ગણવાની આજ્ઞાનું શું પ્રયોજન

સર્પના દાંત ગણવાની આજ્ઞા.

હશે ? આમ સર્વ વિચારવા લાગ્યા. ગુરૂએ કહ્યું, કેમ કોઈ જાય છે કે નહિ ? સર્વ કોઈ કહેવા લાગ્યા કે ગુરૂજી સર્વ આજ્ઞાઓ પાળી શકાય પણ આ માટે તો હિંમત થતી નથી. પગ હાલતા નથી. એવામાં **સુનિશ્ચય** નામનો ગુરૂનો શિષ્ય આવ્યો. દર્શનવંદન કર્યા બાદ ગુરૂએ આજ્ઞા કરી કે પેલા સર્પના દાંત ગણીને આવ. ગુરૂની આજ્ઞામાં શો વિચાર, ગુરૂ બોલ્યા ને પરમેશ્વર બોલ્યા એમ ધારી કહેવાની સાથે ચાલ્યો, હિંમત ધારી લઘુ લાઘવી કળાથી સર્પનું મુખ ફાડયું. પણ દાંત દીઠા નહિ. ગુરૂ પાસે આવી કહ્યું. હે ગુરૂપ્રભો ! સર્પના મુખમાં દાંત નથી. ગુરૂએ તેના મસ્તક પર હસ્ત મૂકી આશીર્વાદ આપી ધન્યવાદ આપ્યો. સર્વ શિષ્યોને કહ્યું. ઓ ભવ્ય શિષ્યો ! દેખો, આ **વિનયરત્ન** વિનયીની આવી સ્થિતિ હોય છે. મસ્તક કોરે મૂકીને વિનય કરનાર કયું કાર્ય સિદ્ધ કરી શકતો નથી. જે જે અંશે શિષ્યો ગુરૂનો વિનય કરે છે તે તે અંશે શિષ્યો ઉચ્ચ કોટીમાં પ્રવેશ કરે છે. જે શિષ્યો વિનય સેવે છે તેમને નમસ્કાર થાઓ, જે અવિનયી છે તેનાપર કરૂણા-દૃષ્ટિ વા આત્મદૃષ્ટિ રહો. અવિનયીપર પણ દોષદૃષ્ટિ વા નીચ ભાવના થાઓ નહિ. વિનેય શિષ્યો **પરમાર્થભોગ**

| એક શિષ્યે આજ્ઞા માની. |
|---|

આપી શકે છે. વિનયનું સ્વરૂપ જાણવું તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી પણ અવિનેય શિષ્યોની નિન્દા ન કરવી એજ જાણ્યાનું ફળ છે.

ગૃહસ્થ પુરૂષોએ તથા સ્ત્રીઓએ સાધુ ગુરૂનો પૂર્ણ પ્રેમથી વિનય કરવો જોઇએ, સાધુ વર્ગનો વિનય ફળ આપ્યા વિના રહેતો નથી. કહ્યું છે કે **साधूनां दर्शनं पुण्यं, तीर्थ भूताहि साधवः । तीर्थं फलति कालेन सद्यः साधु समागमः ॥१॥** સાધુઓના દર્શનથી પુણ્ય થાય છે. જંગમ તીર્થસ્વરૂપ સાધુઓ છે, ઉત્તમ સદ્ગુણી સાધુઓ સંબંધી આ લખાણ છે. સ્થાવર તીર્થથી તો પરભવમાં ફલ થાય છે. પણ જંગમ તીર્થરૂપ સાધુઓની સેવા કરતાં આ ભવમાંજ ઉત્તમ જ્ઞાન મળે છે, હૃદયની શંકાઓ ટળે છે, બ્રહ્મવિદ્યાનું યથાર્થ સ્વરૂપ સમજાય છે, અનેક પ્રકારના સદ્ગુણો મળે છે. જન્મ જરા અને મરણનાં દુઃખો નાશ પામે છે માટે સાધુઓનો વિનય કરવો જોઇએ, તેમની વસ્ત્ર, પાત્ર, આહાર, શયન સ્થાન આદિથી ભક્તિ કરવી જોઇએ. તેમને સંયમ પાળવામાં સહાય આપવી જોઇએ. તેમની નિંદા કરવી નહિ. અયોગ્ય નઠારા સાધુઓને દેખી સર્વ ઉપર અભાવ ધારણ કરવો નહિ. સાધુઓને પઠન પાઠ-

ગૃહસ્થ ભક્તોએ સાધુ-ગુરૂનો વિનય કરવો-જોઇએ તેમજ ગૃહસ્થ સ્ત્રીવર્ગે પણ વિનય કરવો જોઇએ.

નમાં વિશેષત: સહાય આપવી. સાધુઓનો વિનય કરવાથી અનેક ભવનાં કરેલ પાપોનો્ ક્ષય થઇ જાય છે અને અન્ય જીવો પણ સાધુઓ બને છે. ગુરૂરૂપ સાધુઓથી અનેક જીવોની ઉચ્ચ દશા થઇ અને થશે. શ્રી ગુરૂરૂપ ચારિત્ર ધારક સાધુ-ઓની મન વચન અને કાયાથી ભક્તિ કરવી. તેમના આગળ ડહાપણુ ડોહોળવું નહિ, તેમને છેડવા નહિ. યોગ્ય તત્ત્વોનું જ્ઞાન લેવું. યથાશકિત તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. તેમની નિંદા સાંભળવી નહિ. શ્રીસૂત્રોનાં પરમ રહસ્ય સમજવાં. છતિ શક્તિએ તેમનાં દર્શન કરવાં. તેમના સદ્‌ગુણોની પ્રશંસા કરવી. ગામોગામ વિહાર કરતાં સ્હાય આપવી. તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરવું. સંયમીનું બહુ માન કરતાં તેમના ગુણો હૃદયમાં પ્રકટે છે. માટે સાધુ વર્ગનો વિનય દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી યથાયોગ્ય સાચવી આત્મોન્નતિ કરવી.

**દીક્ષિત સાધ્વીની આવશ્યકતા અને તેનો વિનય.**

સાધ્વીઓ પંચમહાવ્રત પાળી ગામોગામ વિચરે છે. પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ કરવા પ્રયત્ન કરે છે. શ્રી-વીતરાગ પ્રભુની આજ્ઞાપૂર્વક આત્મોન્નતિ કરવા પ્રયત્ન કરે છે. બ્રહ્મચર્યવ્રત નવવાડ સાચવી પાળે છે. સ્ત્રીવર્ગમાં સાધ્વીજી સારી રીતે અસરકારક ઉપદેશ આપે છે. પુરૂ-ષોને પણ સાધ્વી વર્ગનાં આચરણ

ઉંડી અસર કરે છે સાધ્વીવર્ગથી સંસાર સુધરે છે. સ્ત્રીયોને સારી રીતે સમજાવનાર સાધ્વીઓ છે. સાધ્વીનાં પવીત્ર આચરણોથી બોલ્યા વિના પણ સ્ત્રીવર્ગ તથા પુરૂષ વર્ગ ઉપર હજાર ગણી અસર કરે છે. જૈનવર્ગમાં સાધ્વી થવાનો રીવાજ અનાદિકાળનો છે. જૈનધર્મનો ઉપદેશ આપનારી સાધ્વીઓની સંખ્યા જ્ઞાનથી વૃદ્ધિ પામે તો શિઘ્ર ઉન્નતિ થાય. અન્યકોમમાં સાધ્વીઓ થવાનો રીવાજ નથી. તેથી પુનર્લગ્નનો પ્રચાર વધતો જાય છે ત્યારે જૈન વર્ગમાં પ્રાએ આમાનું કશું જોવામાં આવતું નથી. જૈનવર્ગમાં જે સ્ત્રી રાંડે છે તે સાધ્વી થઈ બ્રહ્મચર્ય પાળે છે. અને તેને પોતાની તથા દુનિયાની ઉન્નતી માટે આત્મભોગ આપવો હોય તો સાધ્વીને ગુરૂ કરી ચારિત્ર અંગીકાર કરે છે, અભક્ષ્ય આહાર ટાળી આહાર વખતસર ભક્ષણ કરે છે, અનેક પ્રકારના તત્ત્વોનો અનેક ભાષાથી અભ્યાસ કરે છે. નાત જાતનો ભેદ રાખ્યા વિના સર્વની સાથે મૈત્રીભાવ રાખી ધર્મોપદેશ આપે છે. અનાચારમાં મગ્ન થએલી ઘણી સ્ત્રીઓને સુધારી સન્માર્ગમાં લાવે છે. પગાર લેતાં નથી. પૈસો પાસે રાખતાં નથી. કહેણી અને રહેણીથી ખરેખર સાધ્વીઓ સ્ત્રીઓના હૃદયમાં ઉંડી અસર કરે છે. પતિખુન, ચોરી, જારી, માંસ, મદિરા; કલેશ, અજ્ઞાન, કુસંપ, વગેરે દુર્ગુણોનો નાશ કરવામાં સરકાર પણ પ્રાયઃસ્ત્રીવર્ગ ઉપર હુકમ ન ચલાવી શકે ત્યારે તેવા સ્થાને સાધ્વીઓ ઉપદેશથી અને રહેણીથી ઉંડી અસર

કરી સ્ત્રીઓને સુધારી મુક્તિમાર્ગમાં ખેંચે છે. જૈન વર્ગમાં શ્રાવિકાઓના હાથે પ્રાયઃપતિનાં ખુન થતાં ભાગ્યે જોવામાં આવે છે. તેમાં આવી ઉત્તમ પવિત્ર સાધ્વીઓનો દયામય ઉપદેશજ કારણ છે. ગમે તે સ્ત્રી શ્રદ્ધા, વૈરાગ્ય પામી સાધ્વી થઇ શકે છે. જે સ્ત્રીઓ સાધ્વી થાય છે તે સ્વર્ગ તથા મોક્ષનાં સુખ મેળવે છે. શ્રી હરિભદ્રસૂરિ જેવા પણ સાધ્વીના ઉપકાર તળે દબાયા હતા. સદ્-ગુણવાળી સાધ્વી પાસે યોગ્ય ગૃહસ્થની સ્ત્રીઓએ દીક્ષા અંગીકાર કરી ગુરૂણીનો વિનય કરવો, તેમની પાસે દીક્ષા અંગીકાર કરી તેમની આજ્ઞાઓ ઉઠાવવી, આહાર પાણીથી ગુરૂણીની ભક્તિ કરવી–ગુરૂણીની પ્રકૃતિ ઇંગિત આકારથી જોઈ સમયાનુસારે વિનયથી વર્તવું–ગુરૂણીની આજ્ઞા પરમેશ્વરની આજ્ઞા પેઠે ઉઠાવવી–ગુરૂણીની મરજી વિરૂદ્ધ કોઇ પણ શુભ કાર્ય હોય તોપણ તે કરવું નહિ. ગુરૂણી ઉભાં થાય ત્યારે ચેલીઓએ ઉઠવું જોઇએ, ગુરૂણી કોઇ સાથે બોલે તો વચ્ચે બોલવું નહિ, ગુરૂણીને ક્રોધ ઉત્પન્ન થાય તેવું વચન બોલવું નહિ, આ ભવમાં અને પરભવમાં ગુરૂણીનો મોટો ઉપકાર છે એવી ભાવના રાખવી, ગુરૂણીથી કોઇ વાત છાની રાખવી નહિ. જે જે ધર્મનાં કાર્ય કરવાં તેમાં ગુરૂણીની આજ્ઞા તથા સલાહ લેવી, ગુરૂણીના કાર્યમાં ભૂલ દેખાય તોપણ કોઇની

સાધ્વી શિષ્યાઓએ ગુરૂણીનો વિનય કરવો.

આગળ બોલવું નહિં. પ્રસંગ પામી તે સંબંધી ખુલાસો કરવો. વન્નો વૈરીને વશ કરે આ શિખામણ પુનઃપુનઃ સ્મરણ કરી ગુરૂણીની આગળ વિશેષતઃ નમ્ર થવું. ચેલીઓની ભૂલ થાય અને ગુરૂણી ઠપકો આપે તો ચેલીઓએ ક્ષમા માગી ઠપકો સહન કરવો.'ગુરૂણી શિખામણ આપે તો સામું બોલવું નહિ. શ્રાવિકા અગર બીજી ચેલીઓની કુમતિયોગે ખરાબ સલાહથી ગુરૂણી સાથે વિરોધ ધારણ કરવો નહિ, ગુરૂણીની આજ્ઞામાં ધર્મ છે એમ સમજી વૈરાસ્વભાવે ચારિત્ર પાળવામાં સ્થિર થવું- પ્રાણ જાય તોપણ ગયણીની નિંદા ચેલીઓએ કરવી નહિં. ગુરૂણીની નિંદા કરવાથી પોતાનું તથા ગુરૂણીનું ભલું થઇ શકતું નથી, ગુરૂણી જે જે શિક્ષાઓ આપે છે તે ફક્ત મારા આત્માના હિત માટે આપે છે તેમ સમજી ગુરૂણી ઉપર અત્યંત પ્રેમ શ્રદ્ધા ભક્તિ ધારણ કરવી, ચતુર્વિધિ સંઘે તેમનો વિનય કરવો, તેમના ઉપદેશામૃતનું પાન કરવું.

| શ્રાવક શ્રાવિકાઓએ સાધુઓ તથા સાધ્વી-ઓનો વિનય કરવો. |
|---|

શ્રાવક તથા શ્રાવીકાઓએ સાધુઓને તથા સાધ્વીઓનો મન વચન અને કાયાથી વિનય સાચવવો.—વિનયનું ફળ શ્રાવક શ્રાવીકાઓ આ ભવમાં ચાખે છે—સાધુ તથા સાધ્વીનો વિનય ત્વરીત શુભફળ અર્પે છે—અ-શુભ આચારવાળાં સાધુ સાધ્વી દેખીને સર્વ ઉપરથી શ્રદ્ધા ઉઠાવવી નહિ—ચાર ખંડમાં તપાસીને જોશો

તો જૈન વર્ગનાં સાધુ સાધ્વીઓ, દયાદિ આચારમાં ચ-ઢીઆતાં માલમ પડશે—આત્મતત્વ ઉપર વિશેષત: લક્ષ્ય ન આપ્યું તેથી જૈન ધર્મનો વિશેષ હાલ ફેલાવો થયો નહિ. દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ વિચારી સાધુ–તથા સાધ્વી-ઓએ જાગવાની જરૂર છે. કલ્પવૃક્ષ સાધુ તથા સાધ્વીઓનો વિનય કરવાથી તીર્થંકર નામકર્મ બંધાય છે. સાધુઓ તથા સાધ્વીઓનો મનુષ્યજાત વિનય કરી ફળ મેળવી શકે છે. સાધુઓ તથા સાધ્વીઓની ભક્તિ કરવી, તેમના સદ્દગુ-ણોની પ્રશંસા કરવી. તેમના ઉપર આળ ચઢાવવું નહિ. સાધુઓ તથા સાધ્વીઓના થતા ઉપકારનો બદલો ગૃહ-સ્થથી કોઈ રીતે વાળી શકાય તેમ નથી. એમ જાણી તમની આજ્ઞામાં વર્તવું. ક્રોધાવેશથી કોઈ દીવસ તેમનું અપમાન કરવું નહિ. શ્રેણીક રાજાની દેવતાએ જૂઠા સાધુના વેષ કરી પરીક્ષા લીધી હતી તોપણ શ્રદ્ધાથી ભ્રષ્ટ થયા નહિ તમ ભવ્ય જીવો પણ સાધુઓ ઉપરથી શ્રદ્ધા ઉઠાડતા નથી. ઉત્તમ ભક્તિથી સાધુ સાધ્વીઓને ધર્મકૃત્યમાં સ્હાય કરે છે. સર્વ કરતાં સાધુ વિરાત એટલે પાપકર્મથી વિરામ પામ્યા છે માટે મોટા છે. ગૃહસ્થ ગમે તેવો હોય તોપણ સાધુના વ્રતને પાળી શકતો નથી માટે સાધુ વર્ગથી ગૃહસ્થે લઘુતા ધારણ કરવી. સર્વ દેવોના અધિપતિ ઇન્દ્ર મહારાજા પણ બ્રહ્મચર્ય ધારક મુનિવર્ગને નમસ્કાર કરે છે ત્યારે વિચારવાનું કે સાધુ વર્ગની આગળ ગૃહસ્થ મ-હત્તાઈ ધારણ કરે નહિ. ગૃહસ્થ, સ્વાર્થમાં સપડાઇ ગમો-

ગામ ફરી સર્વ જીવોપર કહેણી રહેણીથી ઉપકાર કરી શકતો નથી અને સાધુ વર્ગ કરી શકે છે. સાધુઓના ધર્મતંત્રથી દુનિયામાં શાંતિ વર્તે છે, વૃષ્ટિ થાય છે. સાધુઓની કદી નિંદા કરવી નહિ. વેષ, આચાર અને જ્ઞાનથી સાધુ તથા સાધ્વીવર્ગ જગત્‌માં સ્વપરનું હિત કરે છે. તેમનો વિનય કરવાથી આત્મા પવિત્ર થાય છે. સાધુ અને સાધ્વી વર્ગ જે જે ઉપદેશ આપે તે પ્રમાણે ગૃહસ્થવર્ગે વર્તવું. તેમનો ઉપદેશ અમૃતસમાન ગણવો. તેમના ઉપર પ્રેમ ધારણ કરવો. જેમ જેમ વિશેષ વિશેષ સદ્‌ગુણવાળાં સાધુ તથા સાધ્વી દેખાય તેમ તેમ વિશેષ વિનય તેમનો કરવો. તુચ્છબુદ્ધિથી સાધુ તથા સાધ્વીનો કદી અવિનય કરવો નહિ. સાધુ તથા સાધ્વીવર્ગ ગૃહસ્થમાંથી નીકળે છે માટે ગૃહસ્થો જેમ જેમ સદ્‌ગુણી થશે તેમ તેમ સાધુ તથા સાધ્વીવર્ગ પણ સદ્‌ગુણી થશે. કુવામાં જેવું જળ હશે તેવું હવાડામાં આવશે. આ નિયમ સદાકાળ વિચારવા યોગ્ય છે.

જૈનવર્ગમાં સર્વ જૈનોના ઉપરી **આચાર્ય** હોય છે. **આચાર્ય** ધર્મના રાજા છે, ઉપાધ્યાય યુવરાજ સમાન છે. રાજા અને પ્રધાનની પેઠે તેમના માથે જૈનધર્મનો નિરવદ્ય ભાર રહેલો છે. આચાર્ય અને ઉપાધ્યાય જો મહાજ્ઞાની આત્માથી દીર્ઘ દૃષ્ટિવાળા હોય છે તો જૈનધર્મનો સર્વત્ર ફેલાવો કરી શકે છે અને એમની સાંકડી દૃષ્ટિ હોય છે અને ઉત્સાહી નથી

| આચાર્ય તથા ઉપાધ્યાયનો વિનય |
|---|

હોતા તો જૈનધર્મનો ફેલાવો થતો નથી. ગમે તે ગચ્છના આચાર્ય હોય તોપણ તત્ત્વ પ્રતિ લક્ષ્ય રાખી કલેશની ઉદીરણા ન થાય અને સંપની વૃદ્ધિ થાય તેમ પ્રવૃત્તિ કરી જૈન ધર્મનો જમાનાને અનુસરી ફેલાવો કરવો જોઇએ. તેઓ શ્રાવક અને શ્રાવિકાઓના શ્રી વીરભગવાનની પટ્ટ પરંપરાથી ઉપરી છે. શ્રાવક તથા શ્રાવીકા તરીકે રાજા રાણી હોય તોપણ શ્રીસંઘના ઉપરી **આચાર્ય** ઉપાધ્યાય છે. સાધુ તથા સાધ્વીઓ પણ તેમની આજ્ઞા પ્રમાણે ચાલે છે. આત્મસ્વરૂપમાં રહી આચાર્ય તથા ઉપાધ્યાઓએ અન્યનું ભલું કરવું જોઇએ. પંચમહાવ્રત તથા પંચાચાર પાળવા જોઇએ. આચાર્ય તથા ઉપાધ્યાયમાં જે જે અંશે ત્યાગ વૈરાગ્યજ્ઞાન હોય છે તે તે અંશે તે પોતાનું તથા પરનું ભલું કરી શકે છે. જિનાજ્ઞા પ્રમાણે આચાર્ય તથા ઉપાધ્યાયની પદવી પટ્ટ પરંપરના સુવિહિત આચાર્યો આપી શકે છે. આવા આચાર્યો તથા ઉપાધ્યાયો સદાકાળ વર્તે છે તેમનો ત્રિકરણયોગે આત્મહિતાર્થે વિનય કરવો, તેમની આજ્ઞા તે પ્રભુની આજ્ઞા સમજી મસ્તક જતાં પણ પાળવી જોઇએ. તેમની સલાહ પ્રમાણે પ્રવૃત્તિ કરવી, તેમની નિંદા હેલના કરવી નહિ તેમના સદ્ગુણોનું સંકીર્તન કરવું. **આચાર્ય** તથા ઉપાધ્યાયની હિત શિક્ષાઓ પ્રમાણે પ્રવૃત્તિ કરવી, હિત શિક્ષા દેતાં તેમના ઉપર કદી ક્રોધ કરવો નહિ, તેમની પુંઠ પાછળ કદી નિંદા કરવી નહિ, તેમનું

બહુ માન કરવાથી જૈન ધર્મની પ્રભાવના થાય છે, ચતુર્વિધ અહારથી તેમની ભક્તિ કરવી, **આચાર્યો તથા** ઉપાધ્યાયોની સલાહ પ્રમાણે જૈન ધર્મનો ફેલાવો કરવા ચતુર્વિધ સંઘે પ્રયત્ન કરવો, આચાર્યો તથા ઉપાધ્યાયોની આજ્ઞા વિના સ્વચ્છંદતાથી ગૃહસ્થ વર્ગ ધર્મની ઉન્નતિ કદી કરી શકે જ નહી, જેનું જે કૃત્ય હોય છે તે તેજ કરે છે, તરવારનું કામ સોય કરતી નથી અને સોયનું કામ તરવાર કરતી નથી. જે કાર્યને માટે જે નીમાયા છે તેજ તે કાર્યની ઉન્નતિ કરી શકે છે, વર્તમાન કાળમાં શ્રાવકોએ આ હિત શિક્ષાને ધ્યાનમાં લેઈ વર્તવું જોઇએ, અનુભવ થશે એટલે અંતે થાકીને સૂત્રોના વચનાનુસારે **આચાર્ય** તથા **ઉપાધ્યાયની** આજ્ઞા માનવી પડશે, આચાર્યો તથા ઉપાધ્યાયોને ત્રિકાલ વંદન કરવું, રાજાના કરતાં પણ તેમની આજ્ઞા વિશેષતઃ શુદ્ધ અંતઃકરણથી માનવી.

આચાર્ય અને ઉપાધ્યાયના વિનયથી અજ્ઞાનનો નાશ થાય છે. શ્રી આચાર્ય પત્થર જેવા શિષ્યને પણ નવપલ્લવિત કરે છે, અનેક પ્રકારની હૃદયમાં રહેલી શંકાઓનો નાશ કરે છે, ત્રિવિધ તાપને સમાવે છે, આચાર્યના વિનયથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે અને તેથી હૃદયમાં શુદ્ધ જ્ઞાન પ્રગટે છે;

આચાર્ય અને ઉપાધ્યાયના વિનયથી અજ્ઞાનનો નાશ થાય છે.

માસતુષ મુનિની પેઠે વિનય કરવાથી ક્ષણમાં કેવલજ્ઞાન પ્રગટે છે, વિનય વિના હૃદયની શુદ્ધિ થતી નથી; અને હૃદય શુદ્ધ થયા વીના વિદ્યાની પ્રાપ્તિ થતી નથી, વિનયથી આત્માના પ્રદેશોની નિર્મલતા થાય છે માટે ભવ્યજીવોએ વિધિ પુરઃસર વિનય સેવવો, જે જીવો વિનયરત્ન પેઠે ફક્ત કપટથી વિનય કરે છે તે જીવો ખરેખર આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી.

આચાર્ય અને ઉપાધ્યાયનો અવિનય કરવાથી જ્ઞાના-વરણીય કર્મ બંધાય છે, તેથી બુદ્ધિ નષ્ટ થાય છે. બહુ અભ્યાસ કરવાથી પણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ભણીને જીવ ભૂલી જાય છે. આચાર્ય અને ઉપાધ્યા-યનો અવિનય કરવાથી નીચ-યોનીમાં પરિભ્રમણ કરવું પડે છે, સ્વચ્છંદચારી જીવો અજ્ઞાન-વશતઃ સ્વાર્થની અસિદ્ધિ થતાં આચાર્ય અને ઉપાધ્યાય નાં દૂષણો વદવા કટી બદ્ધ થાય છે, તેવા જીવો કોહ્યા કાનની કુતરીની પેઠે ઠરીને બેસતા નથી, આચાર્ય અને ઉપાધ્યાયનો અવિનય કરતાં પરમાત્માનો પણ અવિનય કર્યો એમ સિદ્ધ થાય છે, આચાર્યની દીર્ઘ દૃષ્ટિ તથા ગંભીરતા તથા સાપેક્ષ બુદ્ધિ નહિ સમજનારા લોકો ભલે મરજીમાં આવે તેમ નિંદા હેલના કરે પણ સમજુ પુરૂષો

અવિનયથી જ્ઞાનાવર-ણીય કર્મ બંધાય છે.

નિંદા હેલના કરતા નથી, આચાર્ય અને ઉપાધ્યાયને સમુદ્ર, મેઘ, મેરૂપર્વત, પૃથ્વી, સૂર્ય ચંદ્ર વગેરેની મોટીમોટી ઉપમાઓ આપવામાં આવે છે, આચાર્ય અને ઉપાધ્યાયમાં ભૂલો કહાડવાના કરતાં તેમનામાં જ્ઞાનાદિ સદ્ગુણો હોય તેની પ્રાપ્તિ કરવી એજ આર્યજનોનું કર્તવ્ય છે, આચાર્ય અને ઉપાધ્યાયનો બાહ્યનો આચાર કરતાં તેમનું હૃદય વિશેષત: નિર્મલ હોય છે. આચાર્યોએ તથા ઉપાધ્યાયોએ સદ્ગુણો મેળવવા જોઇએ, ઉચ્ચ પદવીને માટે ઉચ્ચ ગુણોની જરૂર છે, આચાર્ય તથા ઉપાધ્યાય આદિ સન્ત મુનિવરોનો વિનય દેવદર્શનની પેઠે અમોઘ ફળ આપનારો થાય છે. સદ્ગુણદૃષ્ટિથી વિનયનું સેવન યથાયોગ્ય જ્યાં ત્યાં કરવું જોઇએ.

જ્યાં ત્યાંથી સદ્ગુણો મેળવવા હોય તો વિનયને સેવો.

જે જે પુરૂષોમાં સદ્ગુણો હોય તે તે સદ્ગુણો મેળવવા હોય તો પ્રથમ વિનય કરવો જોઇએ, પુષ્કળ ધન આપવાથી વા સત્તાના તોરથી જે વિદ્યાઓ મળતી નથી તે વિનયથી મળે છે, સન્ત પુરૂષો સદ્ગુણો આપવા તૈયાર છે અનેક પ્રકારની ચમત્કારી વિદ્યાઓ આપવા તૈયાર છે પણ તમે તમારા આત્માને વિનયથી યોગ્ય કરશો તો તમને સર્વ વિદ્યાઓ મહાત્માઓ ( મુનિ-

વશે ) આપશે, દેવતાનું આરાધન કરવામાં આવે છે કિંતુ વિનય હોય છે તો મંત્ર ગણતાં દેવતા ફળ આપે છે, જ્યાં ત્યાં તમે અનુભવશો તો વિનયથી જે મળે છે તે બીજા કશાથી મળતું નથી, આ વિષય ઉપર એક મહાત્મા પુરૂષનું દ્દષ્ટાંત આપવામાં આવે છે, તે નીચે મુજબ.

પૂર્વે મધુમતી નગરી પ્રખ્યાત હતી. અઢાર વર્ણની ત્યાં વસ્તી હતી, ત્યાં **જિજ્ઞાસુ** નામનો ક્ષત્રિય નૃપતિ ન્યાય નીતિથી રાજ્ય કરતો હતો.

ક્ષમાકર યોગીન્દ્ર.

ત્યાં ક્ષમાકર યોગીન્દ્ર નામના સાધુ ગામો ગામ ફરતા ફરતા દૈવ યોગે આવી ચઢયા, તેમની આકૃતિ ભવ્ય હતી. દુનિયાના નવરંગથી તેમનું મન અરંગિત જણાતું હતું, ચક્ષુદ્દષ્ટિ બાહ્ય વિષયોનું નિરક્ષણ કરતી નહોતી, એમ ભાવ ત્રાટક યોગથી તે અલિપ્ત જણાતા હતા, તેમની મુખાકૃતિ ઉપર હાસ્ય અગર શોકની લાગણીઓ દેખાતી નહોતી, શરીરના અવયવોની સુંદરતા કોઇ મોટા કૂળમાં જન્મ થયો હોય એમ સૂચવતી હતી. તેમની વચન પ્રવાહની લાવણ્યતાની અદ્દભુત મનોહરતા ઉચ્ચ સર્વ ભાષાની કેળવણીની ખૂબી દર્શાવતી હતી. તેમની ગાંભીર્યતા સમુદ્રની પેઠે જણાતી હતી. તેમના ચરણ કમલનો વિન્યાસ ઉપયોગતાને સૂચ-

વર્તો હતો, તેમનો ઉપદેશ અગાધ જ્ઞાનોદધિ સમ ભાસતો હતો, તેમનો અપ્રતિબદ્ધ વિહાર અત્યંત નિર્મમત્વ ભાવ સૂચવતો હતો, યોગના અષ્ટ અંગોનો તેમણે સારી રીતે અભ્યાસ કર્યો હતો એમ પ્રશ્નોત્તરથી સમજાતું હતું. આત્માની અનંત શક્તિઓમાંથી કેટલીક પ્રગટી હોય તેવો સંભવ અત્યંત પરિચયી વિના અન્ય કોઇ પણ ન જાણી શકે એવી ગંભીર ગુપ્ત પ્રવૃત્તિ યુક્ત મહાત્માની દૃષ્ટિપાતથી સહસ્ત્રશ: નરનારીઓના મન અનાયાસે યોગ મહાત્મ્યથી તેમના પ્રતિ આકર્ષાઈ જતાં, તેઓશ્રી મૌન રહીને પણ આત્મદશાથી સહસ્ર જનો ઉપર ધર્મદશાની છાયા છાઇ દેતા હતા, જન સંસર્ગના મિથ્યાપરિચયમાં મિથ્યાકાલક્ષેપ કરતા નહોતા. ગહન સ્યાદ્વાદશૈલીને હૃદયમાં પરિણમાવી અલખ ફકીરીની ધૂનમાં આત્માનંદની ખુમારીનો આસ્વાદ લેતા હતા. જગત્‌ના શુભાશુભ કથનની અપેક્ષાથી મુક્ત હતા. લાભાલાભમાં સમભાવે રહી આત્મજીવનની નિર્મલ દશા અનુભવતા હતા. આત્મિક શક્તિઓને ખિલવવા માટે સદાકાળ પ્રયત્ન કરતા હતા. જગત્‌ના મોહક પદાર્થો ઉપરથી મોહની વાસના વિશેષ: ઉતરી હતી, સામાન્ય મનુષ્યોની પેઠે આડંબર રહિત પ્રવૃત્તિ હોવાથી તેમની દશાનું ભાન અલૌકિક પુરૂષો અનુભવી શકતા હતા, દેવતાઓ પણ ઉત્તમ મુનીન્દ્રની ધ્યાનશક્તિથી વશ થયા હતા, તેજંતુરી આદિ પદાર્થોને તે સંકલ્પ માત્રથી ધારે

તો બનાવી શકતા હતા. પણ ભાગ્યેજ કોઇ તેમની પાસે અમુક વિદ્યા છે એમ જાણી શકતું. આ પવિત્ર મુનિવરને એક **મુમુક્ષુ** નામનો શિષ્ય હતો, સમયાનુસાર શિષ્ય પણ સદ્ગુરૂની સેવા ચાકરી કરતો હતો, શિષ્યસહ ક્ષમાકરયોગીન્દ્ર નગર બહારની શુન્યધર્મશાળામાં ઉતર્યા હતા, રાત્રીના સમયમાં પવિત્ર યોગીન્દ્રની શિષ્ય સેવા કરતો હતો. શ્રીસદ્ગુરૂએ પ્રસન્ન થઇને શિષ્યને કહ્યું કે હે ભવ્ય ! હું તારા વિનયથી ખુશ થાઉં છું માટે ઇચ્છિતવર માગ. શિષ્યે ગુરૂની પ્રસન્નતાનો લાભ લેવા વિચાર કર્યો, વિચારીને કહ્યું કે, હે ગુરો ! જો આપનામાં શક્તિ હોય તો આપ આ ધર્મશાળાનાં પતરાંને સુવર્ણનાં બનાવી દ્યો કે જેથી ગરીબ લોકોનું દારિદ્ર દૂર થશે.

શિષ્યનું ઇદૃક્ કામ્ય સંભાષણ શ્રવણ કરી ક્ષમાકર યોગીન્દ્ર કથન કરવા લાગ્યા કે હે ભવ્ય શિષ્ય ! ત્હારી કામ્ય ઇચ્છાને હું વરપ્રદાનબદ્ધ હોઇ પૂર્ણ કરીશ. કિંતુ ભવ્ય તું સમજે છે કે આવી બાબતોમાં લબ્ધિયો ફોરવવાથી આત્મહિત થઇ શકતું નથી. આત્મદશાના ઉપયોગથી ભ્રષ્ટ થઇ બાહ્યમાં રંગાવવું પડે છે અને તેથી કર્મના વશ થવું પડે છે. હે શિષ્ય તેં કહ્યું કે લોહ પતરાં સુવર્ણતાને પ્રાપ્ત થશે એટલે ગરીબ લોકોનું દારિદ્ર દૂર થશે આપણ ત્હારો વિચાર વસ્તુતઃ યોગ્ય નથી,

લોહના પતરાંનું સુવર્ણપણું થતાં તે ગરીબ જનોના ઉપભોગમાં આવશે એવો એકાંત નિશ્ચય નથી, કારણ કે રાજાજ પ્રાયઃ તે ધનને ભોગવવા પ્રયત્ન કરશે. ત્હારી ઇચ્છા જો તીવ્ર હોય તો તે વચનબદ્ધ હું પૂર્ણ કરીશ. કેમ શો વિચાર છે? શિષ્યે કહ્યું, હે ભગવન્ તમારી પાસે આવી ઉત્તમ શક્તિ છે તો સર્વ જગત્ના જીવોને તેનું જ્ઞાન કેમ આપતા નથી, સર્વ જીવોને તેવી શક્તિ આપતાં મોટા ઉપકારી થશો. ગુરૂ કહે છે કે હે ભવ્ય શિષ્ય ઉત્તમ શક્તિઓનું દાન યોગ્યને આપી શકાય છે. પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના વિદ્યા શક્તિનું દાન કૂતરાના મુખમાં કપૂર મૂકવા બરોબર છે, યોગ્યતા વિના વિદ્યાની સિદ્ધિ થતી નથી. મનુષ્યો જ્યારે યોગ્યતાને પ્રાપ્ત કરે છે, ત્યારે ગમે ત્યાંથી વિદ્યાની સિદ્ધિયો પ્રાપ્ત થાય છે, બાલકના હસ્તમાં તરવાર આપવી તે જોખમ ભરેલું કામ છે તેવી જ રીતે અયોગ્યને ચમત્કારિ વિદ્યાનું દાન અર્પવું તે જોખમ ભરેલું કૃત્ય છે. ઇત્યાદિ વાણી વિલાસથી ગુરૂશ્રીએ શિષ્યને સમજાવ્યો, તોપણ શિષ્યની કાર્યેચ્છાની નિવૃત્તિ થઈ નહીં, ત્યારે શ્રીસદ્ગુરૂએ કહ્યું કે હે ભવ્ય ! જો ત્હારા વચનથી બંધાએલ હું શક્તિ અજમાવું છું કિંતુ કેવું પરિણામ આવે છે તે તું જોઇશ અને તતઃ પશ્ચાત્ ત્હને અનુભવ થશે. યોગ વિદ્યાના બલે તેજંતુરી પ્રગટ કરી.

ક્ષમાકર યોગીન્દ્રની લબ્ધિ. લોઢાનાં પતરાં સુવર્ણનાં તેજંતુરીથી કર્યા.

શિષ્યને તેજંતુરી આપી અને કહ્યું કે હે શિષ્ય જા આ તેજંતુરી લોઢાનાં પતરાં ઉપર પ્રક્ષેપ, શિષ્ય તે પ્રમાણે ગુરૂની વાણી અનુસાર લોઢાનાં પતરાં ઉપર તેજંતુરી ભભરાવી કે તુર્ત સર્વ પતરાં સુવર્ણનાં થઈ ગયાં. સુવર્ણનાં પતરાં થવાથી રાત્રીના સમયમાં પણ પ્રકાશ ઝળહળ ભાસવા લાગ્યો. શિષ્ય આ ચમત્કારથી રાજી રાજી થઇ ગયો. ગુરૂના ચરણ કમલમાં પુનઃ પુનઃ નમસ્કાર કરી શિષ્ય સ્તુતિ કરવા લાગ્યો. હે સદ્‌ગુરો ! આ પૃથ્વીમાં આવી અપૂર્વ શક્તિઓ છે તે મેં આજ જાણી. અદ્યાપિ પર્યંત હું આપને સામાન્ય સાધુની પેઠે સમજતો હતો. મહાપુણ્ય યોગે આપનો સમાગમ થયો, જો મેં આપની પાસે આવી શક્તિયો છે એવું જાણ્યું હોત તો આપના ચમત્કારની વાત જગ જાહેર કરત. શ્રીગુરૂએ શિષ્યને કહ્યું કે હે શિષ્ય ત્હારી કામ્યઇચ્છાનો અનુભવ હવે હજી થશે, આપણે પ્રાતઃકાલ થએ અત્રથી ગુપચૂપ નીકળવું જોઇએ. નહીં તો લોકો આવીને ચમત્કારી જાણી પંજેળશે, પ્રાતઃકાલમાં સૂર્યોદય થતાં ક્ષમાકર યોગીન્દ્રે યથાવિધિ પ્રતિલેખના કરી ઇર્યાસમિતિ પૂર્વક વિહાર કર્યો, પ્રભાતમાં

પ્રાતઃકાલમાં સૂર્યોદય થતાં ગુરૂનો વિહાર.

અનેક નરનારીઓ ધર્મશાળા પાસે જવા આવવા લાગ્યાં, ધર્મ શાળા સુવર્ણની બનેલી જોઇ લોકો આશ્ચર્ય પામ્યાં. નગરમાં નદીના પુરની પેઠે જ્યાં ત્યાં વાત પ્રસરવા લાગી. રાજાએ પણ લોકોની પાસેથી આ વાત સાંભળી અને આશ્ચર્ય પામ્યો અને ત્યાં જોવા ગયો, ધર્મશાળા સુવર્ણની બનેલી દેખી ચમત્કાર પામ્યો. રાજાએ વિચાર કર્યો કે અહો આ કૃત્ય શી રીતે થયું. પ્રધાનને તેનું કારણ પુછયું, પ્રધાને કહ્યું હે રાજન્, આ કાર્ય કોઇ સિદ્ધ યોગીથી બન્યું હોય એમ લાગે છે, રાજાએ ધર્મશાળાની આગળ પાછળના મનુષ્યોને પુછયું, કે ગઇ કાલે અત્ર કોઇ સન્તપુરૂષો આવ્યા હતા? તેઓએ કહ્યું આવ્યા હતા. આજ પ્રાતઃકાલ સૂર્યોદય થતાં તેઓ વિહાર કરી ગયા છે. રાજા તથા પ્રધાન વગેરે પુરૂષોએ પરસ્પર વિચાર મેળવીને કહ્યું કે, ખરેખર તે સાધુ પુરૂષનું આ કૃત્ય લાગે છે, જો તે સિદ્ધ પુરૂષનાં દર્શન થાય તો તેમની કૃપાથી ચમત્કારી વિદ્યાની પ્રાપ્તિ થાય માટે તેમની તપાસ કરાવવી અત્ર બોલાવવામાં આવે તો ઠીક એમ નિશ્ચય કર્યો. નૃપતિએ સિદ્ધ પુરૂષને બોલાવવા જ્યાં ત્યાં મનુષ્યો મોકલી દીધાં, મુનીશ્વર અંતે મળ્યા,

ક્ષમાકર યોગીન્દ્રની જ્યાં ત્યાં તપાસ.

મનુષ્યોએ રાજાનું તેડું છે એમ જણાવી શિષ્યસહ શ્રી સદ્ગુરૂને પાછા લાવ્યા. નિરવદ્ય સ્થાનમાં મુનીશ્વર ઉતર્યા. નૃપતિને મનુષ્યોએ સમાચાર આપ્યા કે તુર્ત સિદ્ધ યોગીશ્વરની પાસે આવી વંદન કર્યું, સુખશાતા પુછી. એક દિવસ રાજાએ ઘણી આજીજી પૂર્વક સિદ્ધ યોગીને કહ્યું કે હે મહા પુરૂષ! આપની પાસે રહેલી સુવર્ણ સિદ્ધિ કરનારી વિદ્યા મને આપો, નહિ આપો તો અત્રથી હું આપને જવા દેઇશ નહીં. સિદ્ધ યોગી મૌન રહ્યા. કંઈ પણ બોલ્યા નહીં, ગુરૂનો શિષ્ય તો અકળાયો, અરે આતો ઉપાધિ થઇ, ધર્મશાળાનાં સુવર્ણનાં પતરાં પણ લેઇ ગયો. ગરીબો તો ટળવળતા રહ્યા. મારી પ્રાર્થનાથી આ તો ઉપાધિ થઈ પડી, રાજા દરરોજ સિદ્ધ યોગીની પાસે આવવા લાગ્યો, અન્ય પણ હજારો સ્ત્રીપુરૂષો આવવા લાગ્યાં. સિદ્ધ મહાત્માની પાસે અનેક વસ્તુની યાચના કરવા લાગ્યાં, કોઈ પુત્રની યાચના કરવા લાગ્યા, કોઈ ધનની, કોઈ મંત્રની, કોઈ તંત્રની. સિદ્ધ પુરૂષ કોઇને કંઈ કહેતા નહોતા. કેટલાક સિદ્ધ યોગીની મૌન અવસ્થા દેખી કહેવા લાગ્યા કે, અરે મહાત્મા પુરૂષને આટલું બધું કરગરીએ છીએ તોપણ તેમના હિસાબમાં નથી, પરોપકારી પુરૂષો પ્રાર્થનાનો

ભંગ પ્રાણાંતે પણ કરતા નથી. જો આ મહાત્મા પરોપકારી હોય તો શું પ્રાર્થનાનો ભંગ કરી શકે? શું લોકોની પ્રાર્થના પૂર્ણ કરવાથી મહાત્માનું કંઈ જતું રહેશે? ખરેખર આ મહાત્મા અન્યોને વિદ્યા આપતા નથી તેથી મરીને મગર થવાના. કોઇ કહેવા લાગ્યા કે આ મહાત્માના જેવા આપણા દેશમાં યોગિયો હોવાથી તેમની વિદ્યા તેમની સાથે જ મરતાં ચાલી ગઇ. અન્ય દેશોમાં તો સ્કુલો કાઢી અન્યને ઉલટી માગણી કર્યા વિના પણ વિદ્યા શિખવવામાં આવે છે. આ મહાત્મા જેવા તે દેશમાં મહાત્મા થયા હોત તો તે દેશની પણ ધુળધાણી થાત. કેટલાક કહેવા લાગ્યા કે આ મહાત્માને દયા પણ આવતી નથી. કેટલાક કહેવા લાગ્યા કે આ મહાત્માને દુનિયાની શી સ્પૃહા હોય કે તે મનુષ્યોનું કહ્યું માને. કેટલાક કહેવા લાગ્યા કે યોગ્ય જીવોને જ મહાત્મા પુરૂષો વિદ્યા આપી શકે છે. સંસારી જીવોની ખટપટમાં પડવાનું તેમને શું પ્રયોજન? કેટલાક કહેવા લાગ્યા કે વિદ્યા જીરવવી મહા કઠણ છે. કેટલાક લબ્ધિ પ્રાપ્ત થતાં અન્યને શ્રાપ આપે છે. કેટલાક મારણ, ઉચ્ચાટન કરે છે. કેટલાક પોતાના શત્રુઓને મારી નાંખે છે, કેટલાક સહસ્રશઃ જીવોનો નાશ થાય એમ પ્રવૃત્તિ કરે છે, કેટલાક વિદ્યાબળથી પરસ્ત્રીઓને વશ્ય કરી મૈથુન સેવે છે. કેટલાક મોહમાં ફસી જાય છે, માટે આ ક્ષમાકર યોગીન્દ્રને ધન્ય છે કે જે અજ્ઞ

પુરૂષની પેઠે આચરણ કરે છે અને વિદ્યાને જીરવી શકે છે, કેટલાક તો કહેવા લાગ્યા કે, આપણી પાસે આવી વિદ્યા હોય તો દુનિયા સુવર્ણમય કરી નાંખત. કેટલાક કહેવા લાગ્યા કે દુનિયાનું અન્ન આ મહાત્મા ખાય છે અને દુનિયાને પોતાની વિદ્યા શિખવતા નથી, આ કેવો અન્યાય ? કેટલાક કહેવા લાગ્યા કે, દુનિયા આ મહાત્મા પુરૂષને અન્ન આપે છે તે પોતાના કલ્યાણને માટે આપે છે, કારણ કે આવા સન્ત પુરૂષોને અન્નદાન આપવાથી મહાફળ થાય છે. એમાં તો દાન આપનારનોજ સ્વાર્થ સમાયલો છે, આવા મહાત્માઓના પ્રતાપથી વૃષ્ટિ થાય છે, નહિ તો વર્ષાનો છાંટો પણ પડવો મુશ્કેલ છે. કેટલાક કહેવા લાગ્યા કે જેણે સંસારની ખટપટ ત્યાગ કરી તે તમારી લટપટમાં ઝટપટ કેમ પડશે. કેટલાક કહેવા લાગ્યા કે, મહાત્મા પુરૂષોની પાસે સંસારની આશાઓની માગણી કરવી તે અયુક્ત છે. કેટલાક કહેવા લાગ્યા કે "માગે તેનાથી આઘે" માટે આપણે તેમની સેવા કરવી. કેટલાક કહેવા લાગ્યા કે મહાત્માઓની પાસે આવી ચમત્કારી શક્તિઓ હશે એ શું ખરી વાત છે ? કેટલાક કહેવા લાગ્યા કે, અમેરિકા વગેરે દેશોમાં પણ ચમત્કારી વિદ્યાઓ પ્રગટવા લાગી છે. તે દેશના લોકો મોટા મોટા રોગ ચમત્કારથી મટાડે છે તો આર્ય દેશમાં આવી વિદ્યાઓ હોય તેમાં શું આશ્ચર્ય ? કેટલાક કહેવા લાગ્યા કે, આ

મહાત્માની પેઠે યોગની સાધના કરીએ તો તેવી વિદ્યાઓ મળે, કારણ કે સાધન વિના સાધ્યની સિદ્ધિ થતી નથી. કેટલાક કહેવા લાગ્યા કે રાગદ્વેષ રહીત મહાત્માઓને દુનિયાની શી સ્પૃહા છે કે દુનિયાનું કહેવું માને. કેટલાક કહેવા લાગ્યા કે, વિનય વૈરીને વશ કરે માટે આ સિદ્ધ પુરૂષનો વિનય કરવો જોઇએ ઇત્યાદિ હજારો સ્ત્રી પુરૂષો પોતપોતાની અક્કલ પ્રમાણે વિચારો કરવા લાગ્યાં. રાજાએ પણ સિદ્ધને મૌન રહેલા જોઈ વિચાર્યું કે આ સિદ્ધ પુરૂષને શી ગરજ કે મારૂં કહ્યું માને પણ મેં સાંભળ્યું છે કે ભક્તિ આધીન ભગવાન. ભક્તિ કરતાં શક્તિ પ્રગટે, માટે આપણે ગુપ્તપણે સન્તની સેવા કરવી જોઇએ. એમ વિચારી

> રાજાની કળા, ભિક્ષુકનો વેષ, ગુરૂની સેવા.

ભિક્ષુકનો વેષ લઇ દરરોજ રાત્રીએ સિદ્ધ પુરૂષની પાસે જાય અને સેવા કરે, અતિ વિનયથી સેવા કરવા લાગ્યો અનેક પ્રકારનાં પ્રશ્ન પુછવા લાગ્યો, તેથી રાજાની સમ્યગ્દૃષ્ટિ થઇ અને સત્ય દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા થઇ. આત્મા તે પરમાત્મા છે, આત્મામાં અનંત શક્તિયો છે. આત્મા કર્મથી છુટે તો સિદ્ધ પરમાત્મા થાય ઇત્યાદિ સદુપદેશ ગ્રહણ કર્યો. સેવા કરતાં રાજાને ભિક્ષુકના વેષમાં એક માસ થયો. એક દિવસ ભિક્ષુક મુનિને નમ-

સ્કાર કરી કરગરવા લાગ્યો કે હે મુનીશ્વર! હવે હું અન્યત્ર જઇશ. આપની સેવાથી મને સત્ય ધર્મ પ્રાપ્ત થયો છે એમ કહી રડી પડયો. મુનિને દયા આવી અને પૂછયું હે ભવ્ય શા કારણથી રડે છે. ભિક્ષુકે કહ્યું હે ગુરો! આપનાથી શું અજાણ્યું છે આપ સર્વ જાણો છો. અન્નસમા પ્રાણ. આજીવિકાને માટે પ્રયત્ન કરતાં પેટ ભરાતું નથી માટે અન્યત્ર જવું પડશે. મુનિરાજને વિનયવંત ભિક્ષુકને દેખી દયા આવી, મનમાં વિચાર્યું કે આ જીવને આજીવિકાનું સાધન થાય તો સુખ પૂર્વક ધર્મનું આરાધન કરી શકે એમ વિચારી તેજં-તુરી આકર્ષવાની વિદ્યા આપી અને કહ્યું કે હે ભવ્ય આ વિદ્યાથી ફક્ત આજીવિકા જ ચલાવવી યોગ્ય છે. દુનિયામાં જીવની હિંસા વૃદ્ધિ પામે તેમ વિદ્યાનો ઉપ-યોગ કરવો યોગ્ય નથી. અમુક દિવસે અમુક વિધિથી સાધનાં વિદ્યાની સિદ્ધ થશે. ધર્મની ઉન્નતિ ને માટે જ આ વિદ્યાનો જપ કરવો, તે પ્રમાણે ન વર્તીશ તો ત્હારી પાસે વિદ્યા રહેશે નહિ. કોઇ જન આ વાત જાણે નહિ તેમ વર્તજે, જો એ પ્રમાણે નહિ વર્તીશ તો મારી પેઠે ઉપાધિમાં આવી પડીશ. જો મેં શિષ્યનું કહ્યું માન્ય રાખ્યું

ભિક્ષુકને ગુરૂએ વિદ્યા આપી.

તો અંતે અત્ર આવવું પડયું. જો કે અત્ર હું આવ્યો તે કંઇ રાજાની આજ્ઞાથી આવ્યો નથી. સંસાર ત્યાગનારાઓને રાજાની સાથે શો સંબંધ છે. પણ ભવિષ્યમાં મારા શિષ્યને ઉપાધિ આમ આવી પડે તે જણાવવા જ આવ્યો છું. અત્રથી આકાશ માર્ગે પણ હું વિહાર કરી શકું છું. પણ મ્હને જેમ યોગ્ય લાગે છે તેમ ગુપ્તપણે વિચરૂ છું. રાજાએ મારી પાસે વિદ્યાની યાચના કરી હતી પણ મેં તેને તે વખતે કંઈ પણ જવાબ આપ્યો નહોતો તેજ રાજા જ્યારે મારી પાસે ભિક્ષુકનો વેષ ધરી યોગ્ય વિનયથી રહે છે તો તે વિનયના વશ થઇ મેં વિદ્યા આપી છે, મેં રાજાને વિદ્યા આપી નથી. પણ મ્હારા દાસને વિદ્યા આપી છે. હવે તું રાજા હોય તો પણ મ્હારે શું, ભિક્ષુક વેષનો રાજા આ પ્રમાણે આ સર્વ સાંભળી અત્યંત આશ્ચર્ય પામ્યો. અહો શું સિદ્ધ પુરૂષનું જ્ઞાન? કેવી ગંભીરતા? વિદ્યા આપવાની કેવી યોગ્યતા? વિદ્યાનો દુરૂપયોગ ન થાય તે માટે કેવી ભલામણ? અહો હજારો લોકોની વચ્ચે રહીને પણ અજ્ઞ પેઠે વિચરવું અને નિર્લેપદશા રાખવી, આ પ્રમાણે વિચારી અત્યંત હર્ષ પામી નૃપતિ ક્ષમાકર ગુરૂના ચરણ કમળમાં પડયો અને કહેવા

| |
|---|
| ક્ષમાકર મુનીન્દ્રનો રાજાને બોધ |

લાગ્યો કે હે પ્રભો! મેં આપને ઉપાધિમાં નાંખ્યા તેથી હું મહા અપરાધી ઠર્યો છું, એમ કહી રૂદન કરવા લાગ્યો. ગુરુરાજે બોધ આપવા માંડયો, હે રાજન્! મોહ માયાના આધીન થએલો જીવ અનેક પ્રકારની ઇચ્છાઓ કરે છે મન વચન અને કાયાથી જીવોની હિંસા કરે છે, કરાવે છે અને કરવાને અનુમોદે છે. પાશ્ચિમાત્ય લોકોના સહવાસથી લોકોની આસ્તિકતા ટળતી જાય છે. અને હિંસાના વ્યાપાર વૃદ્ધિ પામતા જાય છે. પણ તેથી આત્માર્થી જીવો બાહ્યની મોટાઇ માટે રાચતા માચતા નથી. વિદ્યાનો દુરૂપયોગ કરતા નથી. હિંસાના કાર્યમાં વિદ્યાનો ઉપયોગ કરતા નથી. **अहिंसा परमो धर्मः** આ સૂત્રનું યથાર્થ પાલન કરવાના પ્રયત્ન કરે છે. હે રાજન્! તું પણ હવે તત્ત્વજ્ઞાન પામીને આત્માભિમુખ પ્રવૃત્તિ કરજે, મોહમાયાના વિચારોને રોકી આત્મસંયમમાં પ્રવૃત્તિ કરવી, આત્માના ગુણોનું ધ્યાન કરવું, અન્તરથી સદાકાળ ન્યારા રહેવું. જગત્નો કોઇપણ દૃશ્યપદાર્થ આત્માનો નથી. સ્વાર્થમય જગત્માં સુખની આશા રાખવી વ્યર્થ છે. આત્મા અજ છે, નિત્ય છે, સચ્ચિદાનંદ સ્વરૂપમય છે, તેના સ્વરૂપમાં રમણતા કરવી, જે પદાર્થો ક્ષણિક છે, તેમાં કેમ રાચવું. જગત્માં રહ્યા છતાં રાગદ્વેષથી ન લેપાતાં આત્માની ઉપાસના કરવી જોઈએ. કોઇ પણ જીવને મારવા નહિ. ઉપાધિ યોગ છતાં

મનમાં ઉપાધિ નહિ માનવી જોઇએ. મોહના વેગોનો ક્ષણે ક્ષણે અટકાવ કરવો જોઇએ, રાગદ્વેષરૂપ શત્રુઓને હરાવતાં આત્મા તે પરમાત્મારૂપ બને છે. મોહક પદાર્થોની પરીક્ષા કરતાં તેમાં મુંઝાવાનું થતું નથી. સિંહની દૃષ્ટિવત્ આત્માની જ જ્યાં ત્યાં સાધ્યરૂપે ભાવના રાખી બાહ્યથી દુનિયાંમાં કૃત્ય કરતાં તેમાં વિશેષતઃ લેપાવાપણું થતું નથી. રજો અને તમો ગુણમાં લેપાવું નહિ, આત્મોપયોગમાં ધર્મ છે ઇત્યાદિ ઉપદેશ આપી સવારમાં યોગેન્દ્ર ત્યાંથી અન્યત્ર વિચરી ગયા.

**ક્ષમાકર યોગીન્દ્રનો વિહાર. શિષ્યને પક્વ અનુભવ થયો.**

યોગેન્દ્રના કહ્યા ઉપર શિષ્યને વિશ્વાસ આવ્યો અને પોતાનો અપરાધ ખમાવ્યો. ગુરૂનો અનુભવ સત્ય છે તેમના કહ્યા પ્રમાણે શિષ્યોએ પ્રવર્તવું જોઇએ. આ યોગેન્દ્રના ચરિત્રપરથી સાર લેવાનો કે ગુરૂનો ખરા અંતઃકરણથી જે વિનય કરે છે તેને યોગ્ય વિદ્યાઓ મળે છે.

**ક્ષમાકરના ચિરત્રનો સાર.**

યોગેન્દ્રના લખેલા શાસ્ત્રના વિચારોમાં તથા તેમના ઉપદેશમાં સત્ય રહસ્ય ભર્યું હોય છે કિંતુ અજ્ઞતાને લીધે બાળજીવો સમજી શકતા નથી. ગુરૂના હૃદયને ગંભીર વિનયથી શિષ્યો પામે છે, પરમાત્મ સમાન ગુરૂની સેવા, શ્રદ્ધા ભક્તિથી જે ભવ્ય સદાકાળ અંગીકાર કરે છે તે પરમ મંગળ વરે છે.

સ્વધર્મીની સાથે યથાયોગ્ય વિનય સાચવવો, તેમજ અન્યધર્મી મનુષ્યોની સાથે પણ યથાયોગ્ય જે સમયે જેમ ઘટે તેમ વિનય સાચવવો જોઇએ.

**ઉચિત વિનય.**

કોઈ વિદ્વાન્ મનુષ્યોનો સમાગમ થાય તો તેની સાથે પ્રેમથી વર્તવું. વિનયથી બોલવું, યથાયોગ્ય સન્માન આપવું. નોકરે પોતાના ઉપરીનો વિનય સાચવવો. શેઠ અગર સત્તાધિકારી હોય તેની સાથે નીતિથી વર્તવું.

**નોકરે ઉપરીનો વિનય સાચવવો.**

ઉપરીનો કદી વિશ્વાસઘાત કરવો નહિ. પોતાના ઉપરીનું ખરાબ ચિંતવવું નહિ, નોકરે શેઠની દુકાનમાંના ગુપ્ત બનાવોને અન્યની આગળ પ્રકાશવા નહિ, શેઠ કદાપિ નોકર ઉપર ક્રોધાયમાન થાય તો નોકરે તે પ્રસંગે શાંતિ ધારણ કરવી, પણ શેઠના સામું ક્રોધ યુક્ત વાણીથી બોલવું નહિ. શેઠ શાંત થાય ત્યારે પ્રસંગ જોઈ યોગ્ય હકીકત પ્રકાશવી, આવી ઉત્તમ નોકરની વર્તણુંક જોઇ શેઠ નોકરના પગારની વૃદ્ધિ કરે છે અને તેના ઉપર સદા-કાલ પ્રેમ ધારણ કરે છે, તેના ભલામાં શેઠ ખુશી રહે છે. જેનું રાજ્ય હોય તેને રાજા કહે છે. પ્રજાએ પ્રજા પાલક રાજાનો વિનય કરવો જોઇએ, રાજાનું બુરૂ ઇચ્છવું નહિ,

**રાજાનો વિનય.**

ગુપ્ત સમયમાં પણ રાજાની નિંદા કરવી નહિ, રાજાનું અપમાન થાય તેવા શબ્દો ઉચ્ચારવા નહિ, રાજાની શાંતિ ઇચ્છવી, કેટલાક લોકો રાજ્ય વિરૂદ્ધ વર્તે છે અને નૃપતિનું બુરૂ કરવા પ્રયત્ન કરે છે તે યોગ્ય કહેવાય નહીં. રાજાએ પણ પ્રજાને પુત્રની પેઠે પાળવી જોઇએ. પ્રજાના ઉપર ત્રાસપ્રદ કરો વધારવા નહિ. પ્રજાની ઉન્નતિ થાય તેવા ઉપાયોમાં તલ્લીન રહેવું. પ્રજાના સર્વ વિભાગનું એક સરખી રીતે ભલું કરવું. પ્રજા ઉપર વિષમ દૃષ્ટિ ધારણ કરવી નહીં. પ્રજાના પ્રેમ વિનાનો રાજા રાજાજ નથી, પ્રજાનું ભલું કર્યા વિના પ્રજાનો પ્રેમ રાજા ઉપર થતો નથી. રાજા રાજાના ધર્મ ન સાચવે અને પ્રજાને કનડે તો પ્રજા ક્યાંથી રાજાનો વિનય સાચવી શકે? પિતા બાળકનું મન મનાવે છે તો પિતાને બાળક ચાહે છે, તેમ રાજાએ પણ પ્રજાનું સદાકાળ ભલું ઇચ્છવું, ગાડી વાડી લાડી તાડી મોજમઝામાં પ્રજાનું ધન વાપરવાથી કંઇ રાજા શોભી શકતો નથી. ઉચ્ચ દયા, દેશદાઝ, પ્રજાનું ભલું કરવાથી રાજા શોભી શકે છે. ઉત્તમ રાજાઓની પ્રજા સદાકાળ રાજાને શુભાશીષ: આપે છે, પ્રજાએ રાજાનું કદી બુરૂ ઇચ્છવું નહિ. પ્રજાની ઉન્નતિનો આધાર રાજા ઉપર છે તેમ રાજાની ઉન્નતિનો આધાર પ્રજા ઉપર છે. પ્રજાએ નૃપતિમાં જે જે સદ્ગુણો ખીલેલા હોય તેનું કીર્તન કરવું, પોતાના કરતાં

વૃદ્ધ પુરૂષોનો વિનય સાચવવો.

જે વૃદ્ધ હોય તેનો વિનય સાચવવાથી અનેકધા સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. પોતાનાથી જ્ઞાનમાં અધિક હોય ત પણ વૃદ્ધ કહેવાય છે, તેવા પુરૂષોની સેવા કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કોઇ પોતાના કરતાં કળામાં વૃદ્ધ હોય તો તે કળા વૃદ્ધપુરૂષોનો વિનય કરવાથી યોગ્ય કલાઓની પ્રાપ્તિ થાય છે. પોતાના કરતાં અનુભવમાં વિશેષ હોય તે **अनुभव वृद्ध** કહેવાય છે. અનુભવ વૃદ્ધ પુરૂષોની સેવા કરવાથી અનેક પ્રકારના અનુભવો મળે છે. તપમાં જે વિશેષ હોય તે તપોવૃદ્ધ કહેવાય છે, તપોવૃદ્ધ પુરૂષોની સેવા કરવાથી અને તેમની મરજી સંપાદન કરવાથી તપોગુણની પ્રાપ્તિ થાય છે. સર્વ પ્રકારની જડ વસ્તુઓની ઇચ્છાનો નિરોધ કરવો તે ઉત્તમોત્તમ તપ કહેવાય છે. વયોવૃદ્ધ પુરૂષોનો પણ યથોચિત વ્યવહાર વિનય સાચવવાંથી અન્યની પ્રીતિમાં વૃદ્ધિ થાય છે. પુત્રીઓએ પણ

પુત્રીઓએ પણ મોટાંનો વિનય કરવો.

પોતાનાથી મોટી બેન હોય, ફઇ હોય, માશી હોય; કાકી હોય, ભાભી હોય ઇત્યાદિ મોટાંઓનો વિનય કરવો તેમના સામું ઉદ્ધતપણાથી વદવું નહિ. ચબાવલાં થઈ મોટાંઓને મહેણાં મારવાં નહિ.

સામાન્ય વસ્તુ માટે મોટાં સાથે ક્લેશ કરવો નહિ. મોટાંઓને અપમાન ભર્યા શબ્દોથી કંઈ કહેવું નહિ, મોટાંઓની નિંદા ખટપટ કોઇની આગળ કરવી નહિ, લુચ્ચી આદિ શબ્દોને કદી મુખમાંથી બ્હાર કાઢવા નહિ, મોટાઓ કદી ક્રોધ કરે તો સમતા રાખવી. સામાન્ય બાબતમાં મોટાઓની સાથે લડવું નહિ, મોટાઓ જે જે શિખામણો આપે તે આત્માના હિત માટે છે એમ સમજી હૃદયમાં ધારણ કરવી. પોતાનાથી જે મોટી જ્ઞાનવયાદિકમાં સખીઓ (બ્હેનપણીઓ) હોય તેનું માન કરવું, ધન અગર સત્તાના તોરમાં તેઓનું અપમાન કરવું નહિ, કદી તેમને રીસમાં મહેણું મારવું નહિ. બ્હેનપણીઓને સારી શિખામણો આપવી, કદી નઠારી સલાહ આપવી નહિ, સાહેલીઓના ભલામાં સદાકાલ ચિત્ત દેવું, તેમના મનમાં ઓછું આવવા દેવું નહિ, વિપત્તિ સમયમાં બને તેટલી મદદ કરવી, તેમના ઉપર બદલો લેવાની ઇચ્છા વિના ઉપકાર કરવા. સાહેલીઓ આડા માર્ગે જતી હોય તો સમજાવી ઠેકાણે લાવવી, મુખથી ફક્ત મીઠું બોલી ખુશી કરવાની ટેવ રાખવી નહિ, મુખમાં અને મનમાં ભલું રહેવું જોઇએ. સાહેલીઓમાં જે જે દૂષણો દેખાય કે અન્યની આગળ કદી હલકી પાડવા પ્રયત્ન કરવો નહીં. સાહેલીઓમાં જે જે સદ્ગુણો હોય તેની પ્રશંસા કરવી. આવી નીતિથી સાહેલીઓનો ઉત્તમ

પ્રેમ વિનયવડે સાચવી શકાય છે. ધર્મના માર્ગમાં કે કર્મના માર્ગમાં પણ વિનયની તો ખાસ જરૂર છે. સાહેલીઓએ ખાનગીમાં કહેલી ગુપ્તવાતોને અણબનાવ થતાં કોઇની આગળ કહેવી નહિ. વાતવાતમાં બ્હેનપણી-ઓને માઠું લાગે એવાં મર્મવાક્યો હસતાં હસતાં કહેવાં નહિ, વૈરવિરોધ થાય એવો અસભ્ય વ્યવહાર કદી મનમાં ચિંતવવો નહિ. સ્વાર્થની ખાતર બ્હેનપણીઓને આડું અવળું ભરાવવું નહિ. કારણ કે તેમ કરવાથી માનસીક ઉત્તમ વિનયને દેશવટો મળે છે. બ્હેનોને ઉત્તમ ધર્મમાં જોડવી, મિથ્યાત્વ ધર્મનો ત્યાગ કરાવવો એ પણ સર્વોત્તમ વિનય છે. બ્હેનોએ પરસ્પર એકબીજા પ્રતિ જે જે અપરાધો થયા તેની ક્ષમાપના ( માફી ) ઇચ્છવી. આ પણ ઉત્તમ વિનય છે. બ્હેનોનું તન મન ધનથી ભલું કરવું. આ પ્રમાણે બ્હેનોનો ધર્મ છે. બ્હેનોએ સદાકાલ સંપીને રહેવું. પુત્રીઓએ ઉપકારી પ્રતિ વિનય સાચવવો. કોઇની સાથે બોલવું હોય તો અમૃત જેવા મીઠા શબ્દોથી બોલવું. પોતાના કરતાં જે મોટી સ્ત્રીઓ હોય તેમનું મદમાં આવી અપમાન કરવું નહીં, બને તેટલું તેમનું મન વાણી કાયા અને વિત્તથી ભલું કરવું, કદી મોટાં ઉપર ગુસ્સે થઇ અવિનય ભરી કુચેષ્ટાઓ કરવી નહીં. જે પુત્રીઓ, બ્હેનો, વિનયરત્નને હૃદયમાં ધારણ કરે છે તે યશ:કીર્તિ, લક્ષ્મીને

મિત્રોએ મિત્રોપ્રતિ વિનય કરવો.

પામે છે. તેમના ગુણ સર્વત્ર ગવાય છે. મિત્રોએ પણ પોતાના કરતાં જે જ્ઞાનમાં, ઉમરમાં સદ્‌ગુણોમાં વૃત્તમાં મોટા મિત્ર હોય તેમનો વિનય કરવો. જ્ઞાનમાં મોટા હોય તે મિત્રોનું બહુ માન કરવું, તેમની આગળ લઘુતા ધારણ કરવી. તેમની હિતશિક્ષા બહુ માનપૂર્વક સાંભળવી. તેમનાં વદેલાં વચનો હૃદયમાં ધારણ કરવાં, જે જે હૃદયમાં શંકાઓ થાય તેનો નિર્ણય કરવો, વિતંડાવાદમાં ઉતરી જ્ઞાનિમિત્રોને સતાવવા નહિ. જ્ઞાનિમિત્રોની પાસેથી વિનયથી જ્ઞાન લેવું, તેમની મશ્કરી કરવી નહિ, તેમની યથાશક્તિવિવેકથી અને તન મન ધનથી સેવા કરવી, તેઓ શિખામણ આપે તો ક્રોધ કરવો નહિ, મીઠું બોલનારા ઘણા મળે છે પણ કડવી હિતશિક્ષા દેનારા અલ્પ મળે છે. મિત્રોના દુર્ગુણોને અન્યની આગળ પ્રકાશ કરવો નહિ, મિત્રની ગુપ્ત વાતો તેના વિરોધિઓને કહેવી નહીં. મિત્રોના દુર્ગુણોનો નાશ કરવા ત્હેને એકાંતમાં શિખામણ આપવી, મિત્રની આગળ સરલ પરિણામથી વાર્તા કરવી, લોકોના દેખતાં મિત્રની ચડસાચડસીમાં હલકાઈ કરવી નહીં. મિત્રનો વિશ્વાસઘાત કદી કરવો નાહ, દુર્જનની મિત્રાઇ પુનમના ચંદ્રની પેઠે ક્ષીણતાને પામે છે અને સુમિત્રની મિત્રાઇ બીજના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે. મિત્રના

ગુણોનો અન્યની આગળ પ્રકાશ કરવો, મિત્રના અવગુણો અન્યની આગળ ઢાંકવા, મિત્રને સંકટમાં સ્હાય કરવી, મિત્રનું સદાકાળ સારૂં ઈચ્છવું. મિથ્યા માર્ગમાંથી મિત્રને સમ્યકત્વ માર્ગમાં લાવવો એ વિનયનો ઉત્તમ ભેદ છે. રાજ્ય, સત્તા, કુળ, રૂપ, વિદ્યા, યૌવનાદિકના મદથી મિત્રનું અપમાન કરવું નહિ, પ્રસંગે પ્રસંગે મિત્રને શુભ માર્ગ દેખાડવો, મિત્રનું ધન ફોલી ખાવા અથવા કંઇ સ્વાર્થના લીધે કેટલાક મિત્રાઈ ધારણ કરે છે, તેઓ મિત્રનો વિનય માર્ગ સમજી શકતા નથી. શુભ સમયમાં તો સર્વ મિત્ર બની જીજી કરે છે પણ ધન સત્તાનો નાશ થાય છે ત્યારે સુવર્ણની પેઠે મિત્રની ખરી પરીક્ષાની કસોટી નીકળે છે. મિત્રનું ક્રોધમાં ઉદ્ધત શબ્દથી અપમાન કરવું નહી. અમૃત સમાન મિષ્ટ શબ્દોથી મિત્રોને બોલાવવા. મિત્રોની કીર્તિ જાળવવી, ધર્મમાર્ગમાં સ્થિર કરવા ઇત્યાદિ મિત્રોએ પરસ્પર વિનયમાર્ગ સમજી વિનયમાં તત્પર થવું. વિનયવંત મિત્રો હંસની પેઠે શોભી શકે છે. તેમના ઉત્તમ આચાર, વિચાર, અને વાણીથી સર્વત્ર માન પૂજા પામે છે. મોટાઓની સાથે પુત્રોએ લઘુતાથી વર્તવું. માનમાં આવી મન વાણી અને કાયાથી કોઇનું અપમાન કરવું નહિ, દ્રવ્ય અને ભાવ મિત્રનો પણ દ્રવ્યથી અને ભાવથી વિનય કરવો, ભક્તિ અને બહુમાનથી કરેલો વિનય સત્ય ફળને અર્પે છે,

દ્રવ્યવિનય કરતાં ભાવ વિનય શ્રેષ્ઠ છે.

દ્રવ્યવિનય અથવા વ્યવહારવિનય કરતાં ભાવવિનય વિશેષત: ઉત્તમ આ ભવમાં અને પરભવમાં છે. વિનય કરતાં સર્વોપ્સિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે તેમાં કોઇ જાતની શંકા નથી. સમ્યક્ત્વવંત જીવો ભાવવિનયને પામી શકે છે. લૌકિક વિનય કરતાં લોકોત્તર વિનય વિશેષત: આરાધ્ય છે, પરમાત્મપદની પ્રાપ્તી લોકોત્તર વિનયથી શીઘ્ર થઈ શકે છે. વિનયની આરાધના કરતાં દેવતાઓ, નૃપતિયો, અને મહર્ષિયો સહેજે વશ થાય છે. વિનય વશીકરણ કરતાં અન્ય વશીકરણવિદ્યા મોટી જણાતી નથી. યોગ્ય ક્ષેત્ર કાલમાં જ્યાં ત્યાં જેવો ઘટે તેવો મન વાણી અને કાયાથી ઉચિત વિનય સાચવનાર સ્ત્રીઓ તથા પુરૂષો આ ભવમાં તથા પરભવમાં સુખી થાય છે. ભવ્યબંધુઓ ! વિનયનો ઉત્તમ મહિમા જાણી અહર્નિશ તેનું સેવન કરો. વિનય કરવાથી **वैनयिकी बुद्धि** હૃદયમાં પ્રગટ થાય છે. કર્મની વર્ગણાઓ ખરી જતાં આત્મા નિર્મલ થાય છે. વિનયનું ફળ પ્રતિદિન આ ભવમાં તમે અનુભવશો, વારંવાર વિનયનું સેવન કરવું યોગ્ય છે.

વિનય રાખો.

સુખ તેથી છે.

૩

## વિવેક રત્ન.

**વિવેક મોટો દશમો નિધિઃ**—વિવેક દશમો નિધિ સત્પુરૂષોએ કહ્યો છે. જગત્માં હેય શું છે, ઉપાદેય શું છે, જ્ઞેય શું છે, તેનું યથાર્થ જ્ઞાન થયા વિના વિવેક પ્રકટયો એમ કહેવું તે હાસ્યજનક છે. વિવેકી મનુષ્ય સત્યાસત્યનો વિચાર કરી શકે છે. યોગ્ય અને અયોગ્ય કૃત્ય સમજી શકે છે. દેવ, ગુરૂ, ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજી શકે છે. મનુષ્યના હૃદયમાં વિવેકરૂપ સૂર્યનો ઉદ્દ્ભવ થતાં અજ્ઞાનરૂપ અંધકાર રહેતો નથી. વિવેકી મનુષ્ય અમૃતને અમૃત ગણે છે અને ઝેરને ઝેર ગણે છે. અવિવેકી તેથી ઉલટું ગણે છે. વિવેકી અને અવિવેકીની દૃષ્ટિમાં મહાન્ ભેદ છે. વિવેકી ધર્મતરફ પ્રીતિ ધારણ કરે છે ત્યારે અવિવેકી અધર્મતરફ પ્રીતિ ધારણ કરે છે. વિવેકી ગુણ દોષનો વિચાર કરી શકે છે અને સદ્દગુણ તરફ પ્રવૃત્તિ કરે છે, ત્યારે અવિવેકી ગુણ દોષનો વિચાર કરી શકતો નથી. ઉત્તમ પુરૂષ અને અધમ પુરૂષનાં લક્ષણ ભિન્ન ભિન્ન જાણવાનું વિવેકદૃષ્ટિથી બને છે. વિવેકી પુરૂષ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવને યોગ્ય જાણી યોગ્યઆચરણ કરે છે, ત્યારે અજ્ઞાનિથી તેમ બની શકતું નથી. વિવેકી મનુષ્ય આત્માભિમુખ પ્રવૃત્ત કરે છે. વિવેકી વિચારે છે કે અહો જગત્માં સત્યતત્વ તેજ

સત્ય છે, અસત્ય કદી સત્ય થતું નથી, વિવેકી જે જે કાર્ય કરે છે તેમાં શુભાશુભનો વિચાર કરીને પ્રવૃત્તિ કરે છે. હંસ જેમ દૂધ અને પાણી ભેગાં હોય છે તોપણ પોતાની ચંચુથી જળને દૂધ ભિન્ન ભિન્ન કરે છે તેમ વિવેકી પણ કૃત્ય અને અકૃત્યને ભિન્ન ભિન્ન કરે છે. ઉપાધિભેદથી વિવેકના બે ભેદ પડે છે. **સાંસારિકવિવેક' ધાર્મિક-વિવેક.** સાંસારિક વિવેકની પણ સંસારમાં જરૂર પડે છે, સંસારમાં અનેક બાબતોનો વિવેક સાચવવો પડે છે **ધાર્મિક વિવેક** પ્રગટયા વિના ખરેખરી શાંતિ મળતી નથી, કયો ધર્મ ખરો છે અને તે કઈ અપેક્ષાએ તેનો પૂર્ણ ખ્યાલ, વિવેકદૃષ્ટિ વિના થતો નથી, **ચિલાતી પુત્ર** સદ્દગુરૂના ઉપદેશથી ઉપશમ, સંવર, અને વિવેક એ ત્રણ રત્ન પામી પરમાત્મપદને પામ્યા. આ દૃષ્ટાંતથી પણ સમજવાનું કે જ્યારે વિવેકની પ્રાપ્તિ થાય છે ત્યારે પર-માત્મ દશા પ્રગટે છે. શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિને જ્યારે વિવેક પ્રગટયો ત્યારે દુર્ધ્યાન પરિહરી શુકલધ્યાન ધ્યાવી મુક્તિ વર્યા. દૃઢપ્રહારિ કે જે ચાર હત્યાનો કરનાર હતો તે પણ વિવેક પામી મોહદશાનો ત્યાગ કરી મુક્તિપદ પામ્યો. અરણિક મુનિને જ્યારે વિવેક આવ્યો ત્યારે માતા-નું કહ્યું વચન માન્ય કર્યું અને અનશન અંગીકાર કર્યું, આવા અનેક દાખલાઓ શાસ્ત્રો વાંચતાં નજરે પડે છે.

બાહુબળી જ્યારે વિવેક પામ્યા ત્યારે લઘુતા અંગીકાર કરી ચાલતાં જ કેવળજ્ઞાન પ્રગટયું. મનુષ્યના હૃદયમાં વિવેક પ્રગટતાં તુર્તજ પાપકાર્યથી પાછો હઠે છે તે ઉપર એક **વિવેકચન્દ્રનું દૃષ્ટાંત** જણાવે છે.

વિદ્યાપુરી નગરીમાં વિનયચંદ્ર શેઠ વસતા હતા. શેઠ સ્વભાવે નમ્ર અને ધનાઢય હતા, નગરમાં તેમની કીર્તિ સારી હતી. શ્રેષ્ઠિ વર્ગમાં તેમનું નામ પ્રથમ ગણાતું હતું. **વિનયચંદ્રને દયા** સ્ત્રી હતી. દયા પણ પોતાના પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી. કોઈ જીવને દુઃખી દેખી તેણીનું મન દુખાતું. સર્વ જીવની રક્ષા કરતી, કોઇ જીવની હિંસા કરતી નહોતી. આ પ્રમાણે સ્ત્રી પુરૂષને સંસારિક સુખ ભોગવતાં એક પુત્ર થયો અને તેનું નામ **વિવેકચંદ્ર** પાડયું, વિવેકચંદ્ર પ્રતિદિન મોટો થવા લાગ્યો, બાલ્યાવસ્થામાં અનેક પ્રકારની રમત ગમતની ક્રીડાઓ બાળકો સાથે કરવા લાગ્યો. વિવેકચંદ્ર ઉમર લાયક થવા લાગ્યો કે એટલામાં તેનાં માબાપ મરી ગયાં. વિવેકચંદ્ર નિરાધાર થયો. બહુ દુઃખી થયો. કહ્યું છે કે—

**गाथा.**

बालस्स माइ मरणं, भज्जा मरणं च जुव्वणारंभे ॥
थेरस्स पुत्त मरणं, तिन्निवि गरुआइं दुरकाइं ॥ १ ॥

**ભાવાર્થ**—બાલ્યાવસ્થામાં માતાનું મરણ થવું, યુવાવસ્થામાં ભાર્યાનું મરણ થવું, વૃદ્ધસમયમાં પુત્રનું મરણ થવું. આ ત્રણ પણ મોટાં દુઃખ છે, વિવેકચંદ્રને પણ આ ત્રણમાંનું એક મોટું દુઃખ પ્રાપ્ત થયું, પણ બનવાનું હોય છે તે બને છે. કહ્યું છે કે, "ઉદ્યમ કરોરે હજાર બનવાનું તે બને છે." આ કહેવત પ્રમાણે બનવાનું મિથ્યા થતું નથી. વિવેકચંદ્રના પિતાએ **ગુમાસ્તાને** પ્રામાણિક જાણી પુત્ર મોટો થાય ત્યાં સુધીની સર્વ વ્યવસ્થા તેના હાથમાં સોંપી હતી. ગુમાસ્તાએ વિવેકચંદ્રને સારી રીતે ભણાવ્યો, વિવેકચંદ્રને નઠારા મિત્રોની સોબત થઈ તેથી વિવેકચંદ્રમાં દુર્ગુણોની અસર થઇ. શાસ્ત્રોમાં કહ્યું છે કે, સારી અને નઠારી સંગતિ પામી મન સારૂં અને નઠારૂં બને છે. જેવા સંસ્કારોના કારણો સેવાય છે તેવા સંસ્કારો હૃદયમાં પ્રગટે છે, યુવાવસ્થામાં કુમિત્રોની સંગતિથી વિવેકચંદ્ર ધનનો ધુમાડો કરવા લાગ્યો. પરસ્ત્રી સંગી થયો, કંદોઇના ઘરની મીઠાઈ ખાધા વિના તો તેને સંતોષ થતો નહોતો, વિવેકચંદ્રને પ્રતિદિન ખરાબ ટેવો પડવા લાગી અને તે ગુમાસ્તાની પણ દરકાર કરતો ન્હોતો. ગુમાસ્તાએ વિવેકચંદ્રની ખરાબ ટેવો જાણી. એક દિવસ ગુમાસ્તાએ વિવેકચંદ્રને નઠારી ટેવો માટે ઠપકો આપ્યો. ગુમાસ્તાની

નઠારા મિત્રની સોબત.

શિખામણથી વિવેકચંદ્રના મનમાં ઓછું આવ્યું. તેનું મન વશમાં રહ્યું નહિ, ઉદ્ધતાઇથી વિવેકચંદ્ર કહેવા લાગ્યો કે હે ગુમાસ્તા! તું તો મારો નોકર છે, હું ત્હારો શેઠ છું. મ્હારા કહેવા પ્રમાણે તારે વર્તવું પડશે. તું એવો કેવો મોટો થઈ ગયો કે મને શિખામણ આપવા તૈયાર થયો છું. મ્હારા ધનનો તું જે ઉપયોગ કરે છે તે હું જાણું છું, ત્હારૂં પોગળ ફોડી નાંખીશ. વિવેકચંદ્રનું એકદમ વિવેક-શૂન્ય ભાષણ સાંભળી ગુમાસ્તો સ્તબ્ધ થઈ ગયો. ગુમાસ્તાએ વિચાર કર્યો કે આ શેઠપુત્ર હજી નાદાન છે, હું શા માટે કહું છું તેનો નિર્ણય કરવા માટે તેનામાં વિવેકની જરૂર છે, ભલે તે ગમે તેમ બોલે. હાલ મૌન રહેવું યોગ્ય છે. ઉચિત અવસર જાણીને કાર્ય કરવું. અવસર જાણીને બોલવાથી ફાયદો થાય છે, જે અવસર જાણતા નથી તે ખરેખર મૂર્ખ છે. અવસર વિના બોલેલું વચન નિરર્થક થાય છે. ગુમાસ્તાએ વિચાર કર્યો કે હાલ તેની હાએ હાજી હા ભણીને કામ લેવું. શેઠના પુત્રની ઇચ્છા પ્રમાણે ગુમાસ્તો પણ વર્તવા લાગ્યો. તેથી વિવેકચંદ્ર ખુશ થયો અને ગુમાસ્તાની સાથે વિવેકચંદ્રનું મન મળી ગયું, એક દિવસે વિવેકચંદ્રે ગુમાસ્તાને કહ્યું કે તમે મીઠાઇ લેઇ આવો. ગુમાસ્તાએ કહ્યું કે ચાલો આપણે બે ત્યાં તપાસ

> ઉચિત અવસર જાણનાર વિજયી નીવડે છે.

કંદોઈની દુકાને અને વેશ્યાને ઘેર બન્નેનું સાથે ગમન.

કરી મીઠાઇ લઇએ. શેઠપુત્ર અને ગુમાસ્તો બન્ને કંદોઇની દુકાને આવ્યા. કંદોઇ તે વખતે મીઠાઇ બનાવતો હતો. વૃદ્ધાવસ્થાથી નાકમાંથી લીંટનો સૂક્ષ્મ પ્રવાહ, મીઠાઇ બનાવતા હતો તેમાં ઝરતો હતો. માખીઓનો બણબણાટ તો પુષ્કળ હતો, વચ્ચે વચ્ચે કંદોઈ પાણી પીતો હતો તેથી પાણીના છાંટા મીઠાઇમાં પડતા હતા. મેલા ગંદા હાથે કેટલાક લોકો લાડવા વાળતા હતા. તેથી વિવેકચંદ્રના મનમાં વિચાર થયો કે અરે! આ તો અપવિત્ર મીઠાઇ થાય છે. આ મીઠાઇ કરતાં ઘેર મીઠાઇ બનાવીને ખાવી તે ઠીક. છીટ, હું તો કંદોઇના ઘરની મીઠાઈ ખાઇશ નહિ. ગુમાસ્તાને પુછતાં ગુમાસ્તાએ પણ કહ્યું કે શ્રેષ્ઠી પુત્ર! આપનો વિચાર વિવેકથી પૂર્ણ છે. ગુમાસ્તો મનમાં હસ્યો, હાશ !! ઠીક કાર્ય થયું. રાત્રીના સમયમાં વિવેકચંદ્રના મનમાં વેશ્યાના ઘેર જવાનો વિચાર થયો, ગુમાસ્તાની સલાહ લીધી. ગુમાસ્તો પણ મનમાં વિચાર કરી બોલ્યો કે વિવેકચંદ્રજી ! વેશ્યાના ઘેર રાત્રીના પાછલા પ્રહરમાં જવું યોગ્ય લેખું છું. કારણ કે હાલ અન્ય કામિ પુરૂષો આવ્યા હશે તેથી જેવી જોઇએ તેવી શાંતિ મઝાહ મળશે નહિ. ગુમાસ્તાના વિચાર પ્રમાણે વિવેકચંદ્ર પાછલા પ્રહરમાં ગુમાસ્તાને સાથે લેઈ ગયો. વેશ્યાનો આ વખત

નિદ્રાનો હતો. એક પલંગમાં વેશ્યા પડી હતી. જે આંખો પ્રથમ જે જે સમયમાં સુંદર દેખાતી હતી. તે હાલ શોભાને આપતી ન્હોતી. ગાલ ઉપર આંખ્યોમાં આંજેલી મેંશના પ્રવાહ તણાઇ આવ્યા હતા. વસ્ત્રની અવ્યવસ્થા થવાથી શોભાયમાન અંગો પણ અરૂચિકર લાગ્યાં. કેશપાશ છુટવાથી અને તે શરીરપર વિખરાઇ જવાથી ભૂતડીની શોભાને ધારણ કરતી હતી, વેશ્યાનાં પ્રત્યેક અંગ બીભત્સ જણાયાં. વિવેકચંદ્ર મનમાં વિચાર કરીને ગુમાસ્તાને કહેવા લાગ્યો કે, કેમ ગુમાસ્તા ! આવી વેશ્યા કરતાં ઘરની સ્ત્રી શું ખોટી છે ? ગુમાસ્તાએ પણ તે બાબતની સારી રીતે પુષ્ટિ કરી. પૈસાનો નાશ, વિત્તનો નાશ, વીર્યનો નાશ આદિ અનેક દુર્ગુણોનું કારણ વેશ્યા છે. કહ્યું છે કે—

छप्पय छंद.

वेश्या संगे पाप जगत्मां मोटुं भाख्युं,
वेश्या संग कर्याथी मूर्खोए दुःख चाख्युं;
वेश्या संगी वित्त विनाशे भलुं न जोवे,
निज पत्नीनो प्रेम हणीने मूढज होवे;
कुटुम्ब घर निज देशनी अरे अवनतिनुं घर अहो.
जगतमां ते मूर्ख मोटो हृदयमां समजी रहो. ॥ १ ॥
वेश्याना नाचे मोह्या ते ल्हे खुवारी,

कूतर सम तेनी वृत्ति जोशो नरनारी;
वेश्याना घरमां जावाने हृदय निवारे.
पण समजे नहि मूर्ख सत्यने नहीं विचारे;
वीर्य कीर्त्तिनो नाश थावे मोहथी ते करगरे,
धिक्तसअवतारने अहो समजीने नहि आचरे. ॥ २ ॥

४

## મૈત્રિભાવના

मित्तीमे सव्वभूएसु, वेरं मज्जं न केणइ. ॥

મ્હારી સર્વ પ્રાણીઓ ઉપર મૈત્રીભાવના છે, કોઈના ઉપર મ્હારે વૈર નથી. સર્વ જીવો મ્હારા સમાન છે. કર્મના આધીન થઇ જીવ પોતાનું ભાન ભૂલી અન્ય આત્માઓને શત્રુ કલ્પે છે, તેમાં કર્મનો દોષ છે. પશુ, પંખી સર્વ મનુષ્યો વગેરે જીવો મ્હારા આત્માની તુલ્યતાને ધારણ કરનાર છે. ફક્ત કર્મના લીધે ભેદ દેખવામાં આવે છે. મ્હારા આત્માની ઉન્નતિ માટે સર્વ જીવોની ઉન્નતિ કરવી જોઇએ, **વર્ણાશ્રમ અને નાતભેદને** દૂર કરી સર્વ જીવોનું ભલું કરવું જોઇએ. જ્યારે સર્વ જીવો મિત્ર છે તો તેઓનું બુરૂં કરવા એક લેશમાત્ર પણ ખરાબ વિચાર કેમ કરવો જોઇએ ? સર્વ જીવોપર જેની મિત્રબુદ્ધિ ઠરી છે તેને કોઈ પણ વૈરી હોતો નથી અને એવો આત્મા, સંસારરૂપ

સમુદ્રને તરી તેની પેલી પાર જાય છે. શ્રી વીરપ્રભુએ મૈત્રીભાવના ધારણ કરી અનેક દુષ્ટોના ઉપસર્ગો સહન કર્યા, ચંડકોશિયા સર્પે શ્રીવીર પ્રભુને દંશ દીધો તોપણ વીરપ્રભુ જરામાત્ર મૈત્રીભાવનાથી ચલાયમાન થયા નહીં. એવી મૈત્રીભાવનાની ઉત્તમતા ! ! ! શ્રી વીરપ્રભુએ ચંડકોશિયા સર્પપર કરૂણા કરી ઉપદેશ દેઇ તેનું આત્મહિત કર્યું. જગત્માં અનેક દોષથી દોષિત જીવોને દેખી કોઇની નિંદા વા ભૂંડું કરવું નહિ. શ્રી વીરપ્રભુના પગલે ચાલી સર્વ જીવોની સાથે મૈત્રીભાવના રાખવી એ કંઇ સામાન્ય વાત નથી. લોઢાના ચણા ચાવવાની પેઠે મૈત્રીભાવના રાખતાં અનેક સંકટોમાંથી પસાર થવું પડે છે. રાગદ્વેષના એવા તો પ્રપંચ છે કે હૃદયમાં ઉઠતી મૈત્રીભાવનાનો ક્ષણમાં નાશ કરી દે છે. મનુષ્ય પોતાના આત્મા સમાન અન્યને દેખે એવો તેનો સ્વાભાવિક ધર્મ છે કિંતુ તેની આડે આવનાર ઇર્ષ્યા, અદેખાઇ, સ્વાર્થ વગેરે દોષો છે. કેટલાક તો પશુ પખીમાં આત્મા માનતા નથી તેવા જીવો પશુ પંખીને પોતાના આત્મા સમાન શી રીતે માની શકે ? જે જીવો પશુ પંખીનામાં પોતાના સમાન અન્ય આત્માઓનો વાસ છે એમ માને છે તેજ પશુ પંખીઓના મિત્ર થઇ શકે છે, અન્ય જીવોનો નાશ કરતાં પોતાના આત્માને પાપકર્મ લાગે છે. આ સિદ્ધાંત જ્યારે અનુભવમાં આવશે

ત્યારે અન્ય જીવોની દયાના પરિણામ હૃદયમાં પ્રગટશે. અન્ય જીવોપર દયાના પરિણામ મૈત્રીભાવનાના યોગે થાય છે. માટે મૈત્રીભાવનાની ઘણી જરૂર છે, જ્યાં ત્યાં હરતાં ફરતાં, ખાતાં,બેસતાં, ઉઠતાં, મૈત્રીભાવનાના વિચારો કરવા—મૈત્રીભાવનાની પુષ્ટિ માટે નીચેનું કાવ્ય સદાકાળ સ્મરવું.

परम मित्रता.

मित्राइ राखो सहु साथे, मित्राइथी क्लेश टळे.
मित्राइथी सम्प वधे छे, मनना मेळा सर्व मळे. १
मित्राइथी सलाह शान्ति, धार्यों कृत्यो सर्व सरे;
मित्राइथी वैर टळे छे, उच्चभावना थाय खरे. २
मित्राइथी जगमां शान्ति, मित्राइथी द्वेष टळे;
मित्राइथी प्रेम वधे छे, मैत्री भावना तुर्त फळे. ३
मित्राइना भेद घणा छे, लौकिक लोकोत्तर जाणो;
मित्राइनी अपूर्व शक्ति, समजी साचुं मन आणो. ४
मित्राइथी कुटुंब दुनिया, परम मित्रता पात्र ठरो;
दयाधर्ममां मैत्रीभावना, समजी परमानन्द वरो. ५
द्रव्यभाव बे भेदे मित्रज, मैत्री भावना बे भेदे;
समजीने मित्राइ धारे, ते कर्माष्टकने छेदे. ६

वस्तुधर्मनी साची मैत्री, ज्ञानिने सहु समजाशे.
साची मित्राइ चेतननी, परमप्रभुता परखाशे. ७
आत्मधर्ममां करो रमणता, मित्राइ त्हेनी साची;
बुद्धिसागर परममित्रता, समजी तेमां रहो राची. ८

ભવ્યો ! સમજશો કે મિત્રાઈ આવી અપૂર્વ શક્તિવાળી છે. મૈત્રીભાવનાથી તમો પરમાનંદ સુખના ભોગી બનો એમાં કંઇપણ આશ્ચર્ય નથી. મૈત્રીભાવનાથી મોક્ષનાં સુખ પણ સહેજે મળે છે. આવી મૈત્રીભાવના પ્રત્યેક મનુષ્યો ધારે તો હૃદયમાં ધારણ કરી શકે. આવી અલૌકિક મૈત્રીભાવનામાં પ્રવેશ કરતાં હું તું નો ભેદ ટળે છે. કંઇપણ ભેદભાવ રહેતો નથી. **आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति.** પોતાના આત્માસમાન અન્યને દેખે છે તેજ ખરેખર દેખનાર છે એવો આત્મદૃષ્ટિભાવ, સાક્ષાત્ ત્યાં અનુભવાય છે, તેવી સ્થિતિમાં આત્મા સર્વને એક સમાન ભાવનાથી દેખી ઉદ્ગાર કાઢે છે કે—

अमोने तमो समाजाति, तमोने अमो समाज्ञाति. १
पशु पंखी हमारां छे, हमारां ते तमारां छे.
जीवोने प्रेमथी भेटुं, हमारे कांइ नहि छेटुं.
सहु जीव मित्र म्हारा छे, ममत्वभाव विसार्या छे. २

दयागंगा हृदय वहेती, अमोने प्रेमथी कहेती.
अमारामां सदा झीले, अनन्तां सुख तसदीले. २

આવી એકત્વ ભાવનાના પરમ પ્રેમમય ઉદ્‌ગાર મૈત્રી-ભાવનાની ઉચ્ચ દશાથી નીકળે છે.

आत्मा मैत्री भावना धारण करी शके छे.
आत्मामां तेवुं सामर्थ्य छे.

જ્યારે ત્યારે પણ દ્રવ્ય અને ભાવનાથી મૈત્રીભાવના ધારણ કર્યા વિના છૂટકો નથી. તો હવે કેમ આલસ્ય કરૂં ? મૈત્રી ભાવનાથી અનેક જીવો પરમાત્મા થયા અને થશે. ગજસુકુમાલે જ્યારે સ્મશાનમાં કાર્યોત્સર્ગ કરી ધ્યાન કર્યું હતું ત્યારે સોમિલ નામના તેમના સસરા આવ્યા. પોતાની પુત્રીને ત્યજી ગજસુકુમાલ સાધુ થયેલા દેખી સોમીલના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો. ગજસુકુમાલને દુઃખ દેવા માટે તેના મસ્તકપર લીલી માટીની પાળ બાંધી, અને તે પાળના ઉપર સ્મશાનમાંથી ખેરના ધગધગતા અંગારા લાવી મૂક્યા. આથી ગજસુકુમાલને અત્યંત વેદના થવા લાગી. ગજસુકુમાલે તે સમયે મૈત્રીભાવના ભાવી. સોમિલબ્રાહ્મણના આત્માને પોતાના આત્માના તુલ્ય ભાળ્યો. જરા માત્ર પણ ક્રોધ કર્યો નહીં, તેથી ગજસુકુમાલ ઉત્તમ ગતી પામ્યા. ભવ્યજીવોએ આ દૃષ્ટાંતને હૃદયમાં

ધારણ કરી ક્લેશ દુઃખના સમયમાં પરમ મૈત્રીભાવના ભાવવી. કારૂણ્ય, પ્રમોદ, અને માધ્યસ્થ ભાવનાઓ પણ મૈત્રીભાવના વિના ઉદ્દ્ભવતી નથી. આત્મહિત કરવું હોય અને જો સંસારથી મૂકાવું હોય તો મૈત્રીભાવનાનું સેવન કરો. બાહ્યદૃષ્ટિના ભેદને ટાળી મૈત્રીભાવના અન્તરના સત્ય આનંદને અર્પે છે. ભવ્યો ! તમે જો મૈત્રીભાવનાને ઇચ્છશો તો મૈત્રીભાવના તમને પ્રાપ્ત થશે. મૈત્રીભાવના મ્હારા આત્મામાં છે હું ખરેખર તેને ધારણ કરીશ. મૈત્રીભાવનાથી હું વ્યાપ્ત છું. કારણ પ્રસંગે મૈત્રીભાવનાના ઉપયોગમાં રહીશ. આ પ્રમાણે અંતઃકરણમાં દૃઢ સંકલ્પ કરવા. એમ દૃઢ સંકલ્પ કરવાથી મૈત્રીભાવની પુષ્ટિ થશે અને ક્ષણે ક્ષણે આનંદમય જીવન વૃદ્ધિ પામતું જણાશે. ગમે તે ધર્મનો–દેશનો મનુષ્ય હોય તોપણ તેના ઉપર મૈત્રીભાવના રાખવી જોઇએ. જે લોકો સ્વાર્થિકક્ષુદ્ર વિચારથી દરેક જીવોની સાથે મિત્રતા રાખે છે તેઓ ખરેખર ક્રોધાદિ કારણ પ્રસંગે મૈત્રીભાવનાની હદ કુદી જાય છે. મૈત્રીભાવના એ સંકટનો મિત્ર છે. હૃદયનો દુઃખ સમયમાં આધાર છે. સમાન સ્થિતિ જાળવવામાં મૈત્રીભાવના ઉત્તમ સેવા બજાવે છે. જીવતાં છતાં પણ સિદ્ધનાં સુખને આપનાર મૈત્રીભાવના છે. **મૈત્રી ભાવના** ખરેખર ગંગાજળ સમાન નિર્મળ છે.

प्राणभूतेषु सर्वेषु, सुखदुःख स्थितेषुच
वैरि मित्रेषु जीवषु, मैत्री स्याद्धितधीः सतां ॥ १ ॥

સુખ દુ:ખમાં રહેલા તેમજ વૈરિ અને મિત્ર સર્વ જીવોપર સત્પુરૂષોને જે હિતબુદ્ધિ થાય છે તે મૈત્રીભાવના ક્ષણે ક્ષણે આદરવા યોગ્ય છે. એવો કયો મૂર્ખ મનુષ્ય છે કે જેનાં હૃદયમાં મૈત્રીભાવના પ્રિયરૂપે ન હોય? અલબત દરેકને મૈત્રીભાવના પર પ્યાર હોય છે. પણ પુરૂષાર્થ કર્યા વિના મૈત્રીભાવના સારી છે, મૈત્રીભાવના સારી છે, એમ લાખ વખત બુમો પાડી શ્લોકપુર્વક ગોખી જાઓ તેથી કંઈ તમારા હૃદયમાં મૈત્રીભાવના પ્રવેશ કરવાની નથી. પણ ક્રોધાદિક વિકારો વખતે મૈત્રીભાવના વિચારો કરી ક્રોધ, ઇર્ષ્યાદિકને શમાવો ત્યારેજ મૈત્રીભાવનાની સાફલ્યતા થાય છે. જે જે પ્રાણી ઉપર દ્વેષ થાય તે તે પ્રાણી ઉપર તે તે સમયે મૈત્રીભાવના ચિંતવવી. મૈત્રીભાવના ધાર્યાથી તમારૂં જીવન ગમે તે સ્થિતિમાં ઉચ્ચ થયા વિના રહેશે નહિ. દેશમાં, જ્ઞાતિમાં કુળમાં, ઘરમાં, મંડળમાં, પણ તમે સર્વને પ્રિય થઇ પડશો. મૈત્રીભાવનાના બળવડે તમારૂં વચન સર્વત્ર પ્રિય થઇ પડશે. તમારી કીર્તિ સર્વત્ર પ્રસરશે. મૈત્રીભાવનાના બળવડે તમે અનેક જીવોનો ઉદ્ધાર કરી શકશો. અનંતદયોદધિમય તમારો આત્મા બનશે, મૈત્રીભાવના પ્રગટાવવી તમારા હાથમાં છે.

જો તમે તેનો આદર કરશો તો તમારી પાસે તે આવશે. નક્કી તમે મૈત્રીભાવનાના બળવડે પ્રાત:સ્મરણીય થઇ પડશો. અનેક ઉપાધિયોમાં પણ તમે મૈત્રીભાવનાને હૃદયમાંજ રાખશો, મૈત્રી એ બે અક્ષર છે કિંતુ તે બે અક્ષરમાં એટલી શક્તિ છે કે તે મુક્તિપુરીમાં લેઇ જાય છે. મૈત્રી-ભાવનાથી સર્વ જીવોના ત્હમે સાચા મિત્ર બનશો. ખરે-ખર મૈત્રીભાવનાથી તમારા આત્માના પણ તમે મિત્ર ગણાવાના. મૈત્રીભાવના વિનાનો આત્મા, પોતાનો તથા પરનો પણ મિત્ર બનીશકતો નથી. જેણે મૈત્રીભાવના ધારણ કરી તેણે લાખો કરોડોવાર તપાદિ કર્યાં એમ કહેવાશે. મૈત્રીભાવનાથી આત્માના પ્રદેશોને લાગેલી કર્મની વર્ગણાઓ ખરી જાય છે તેથી આત્મા નિર્મળ બને છે અને તેજ **પરમાત્મા** કહેવાય છે. આ મૈત્રીભાવનાને માટે પરદેશ જવાનું નથી. અગર કંઇ તાઢ તડકામાં પડી રહેવાનું નથી. અગર કંઇ ધન ખર્ચવું પડે તેમ નથી. તમે તેવી અવસ્થામાં ત્યાં તમો મૈત્રીભાવના ધારણ કરી શકશો. મૈત્રીભાવનામાં ધર્મ નો સમાવેશ થાય છે. મૈત્રીભાવનાથી આર્ય અગર અનાર્ય સર્વ જીવો સંસારસમુદ્ર તરી જાય છે. પરમપ્રેમથી મૈત્રી-ભાવના ધારો, સર્વ સુખનું સ્થાન તમે પોતેજ દેખાશો.



દયારત્ન. ૫

दया धम्मस्स जणणी- दया धर्मस्य जननी.

જગત્માં દયાના સમાન કોઇ ધર્મ નથી, દયા ધર્મની માતા છે. જેમ માતા પુત્રને પાળીને ઉછેરે છે તેમ દયા પણ ધર્મરૂપ પુત્રને પાળી ઉછેરે છે. ત્રણ ભુવનમાં દયાના સમાન કોઇ ઉત્તમ ધર્મ નથી. દયાનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. દયાથી સર્વ જગતમાં શાંત વર્તે છે. ઉચ્ચમાં ઉચ્ચ પદવીની પ્રાપ્તિ પણ દયાથી છે. ખરેખર જગત્ની ઉન્નતિ દયાથી છે. દયાવિના ઉત્તમ અવતાર પણ મળી શકતો નથી. દયાવિના આત્મા એક ક્ષુદ્ર પ્રાણી સમાન જાણવો. સર્વ વ્રતોમાં દયાવ્રત મોટામાં મોટું છે. કામ કુંભ કલ્પવૃક્ષ વગેરે ઇષ્ટવસ્તુઓની પ્રાપ્તિ કરાવનાર દયા ધર્મ છે. દયાથી અષ્ટ કર્મનો નાશ થાય છે. દયાની કિંમત થઇ શકતી નથી. દયાવિના નિર્મળબુદ્ધિ પણ રહી શકતી નથી. દયાથી મુક્તિ કરતલમાં સમજવી. નાક વિના જેમ મુખ શોભતું નથી, મનુષ્યવિના જેમ નગર શોભતું નથી, પતિવ્રત વિના જેમ સ્ત્રી શોભી શકતી નથી, પુરૂષાર્થ વિના જેમ પુરૂષ શોભી શકતો નથી તેમ દયા વિના આત્મા શોભી શકતો નથી. જે ધર્મમાં દયા નથી, તે ધર્મ તે અધર્મ ગણાય છે. દયા વિના તપ, જપ, સંયમ પણ ધર્મને ઉત્પન્ન કરી શકતાં નથી. જગત્માં જે જે મહાન

મહાત્માઓ ગણાયા છે, તેઓ ખરેખર દયાના પ્રતાપથીજ ગણાયા છે. દયાથી પરમાત્મપદ પ્રાપ્ત થઈ શકે છે. દયાવિના પ્રભુથી પણ ત્રણ કાલમાં મુક્તિ આપી શકાતી નથી. આંતરની લાગણી પણ દયાના તરફ દરેક મનુષ્યોની સ્વાભાવિક થાય છે. દયાવિના જંગલમાં વા ગુફામાં રહેવું તે ખરેખર સિંહની વૃત્તિને ધારણ કરે છે. શ્રી કેવલીભગવાન પણ દયાનું પુર્ણસ્વરૂપ વર્ણન કરી શકે નહીં. પ્રત્યેક મનુષ્યોની નિર્મળબુદ્ધિ કરાવનાર દયા છે.દયાવિના કોઈ યોગમાર્ગમાંપ્રવેશ કરી શકતો નથી. દયાવાન સર્વ શાશ્વત સુખના સંયોગો મેળવી શકે છે. સર્વ જીવોની દયા પાળનાર અવશ્ય પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે. સર્વ જીવોની સાથે ભ્રાતૃભાવ રાખવો હોય તો દયાવિના બની શકતો નથી. સર્વ જીવોનું ભલું કરવું. કોઈ જીવનું બુરૂં ઇચ્છવું નહીં, તે દયામાં સમાય છે. પરમેશ્વરના નામના પોકારો કરી કરીને સ્તુતિ કરો પણ જ્યાં સુધી દયા નથી, ત્યાં સુધી પોકારો તે ખરેખર અરણ્યમાં રૂદન સમાન છે. પરમેશ્વરના નામની માળાઓ ગણો પણ જ્યાં સુધી હૃદયમાં દયાદેવીએ વાસ કર્યો નથી ત્યાં સુધી માળાઓના ઢગલાથી કંઇ થઈ શકતું નથી. શામાટે આડા અવળા ભટકવું જોઈએ; દયા કરો તો તમારા આત્મામાંજ મુક્તિ છે. સર્વ કર્મથી મૂકાવું તેને મુક્તિ કહે છે, તેની આરાધના દયાવિના થઈ શકતી નથી.

દયાથી ખરેખર સર્વ જીવો મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે. પણ ભવ્યો ! સમજશો કે જ્ઞાનવિના દયા થઇ શકતી નથી.

જ્ઞાનવિના દયા થઇ શકતી નથી.

દશવૈકાલિકસૂત્રમાં કહ્યું છે કે **પઢમં નાણં તઓ દયા.** પ્રથમ જ્ઞાન, અને જ્ઞાનથી દયા થઇ શકે છે. જ્ઞાનવિના એકેન્દ્રિય આદિ જીવોને ઓળખી શકાતા નથી. સર્વ પ્રકારના જીવોનું જ્ઞાન કરવા માટે જીનાગમોનું વાચન તથા શ્રવણ કરવું જોઇએ. જૈનશાસ્ત્રમાં જીવના ભેદોનું જે વર્ણન કર્યું છે તે અન્યત્ર જોવામાં આવતું નથી. જૈનશાસ્ત્રો વાંચતાં સર્વ જીવોનું સ્વરૂપ સમજાય છે, માટે દયારૂપ અમૂલ્ય રત્નની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ સદ્દગુરૂ પાસે જીવતત્ત્વનું જ્ઞાન કરવું જોઇએ. જૈન-સૂત્રો તથા ગ્રંથોમાં દયા પાળવાની જે જે આવશ્યક્તા છે તે યુક્તિપ્રમાણથી સારી રીતે બતાવી છે. દયાના પાળનાર વિશેષતઃ જોતાં જૈનો છે એમ સર્વદર્શનવાળાઓ કબુલ કરે છે. દયાના સિદ્ધાંતોના શ્રવણથી જૈનવર્ગમાં એટલી બધી અસર થઇ છે કે તે દયાના માટે સદાકાળ પ્રયત્ન કરે છે. અન્યધર્મવાળાઓ કેટલાક એકદેશીય સ્વાર્થિક દયામાં વિશેષતઃ પ્રયત્ન કરે છે ત્યારે જૈનો સર્વદેશીય દયાને માટે પ્રયત્ન કરે છે.

સ્વાભાવિક પ્રશ્ન થશે કે, દયાની શી જરૂર છે ? શું

દયાની શી જરૂર.

જીવોની દયા ન કરીએ તો શું કંઈ હરકત આવે છે? દયાવિના શું આત્માની ઉન્નતિ થઈ શકતી નથી? પ્રત્યુત્તરમાં કહેવું પડશે કે, દયાના પરિણામવિના આત્માને લાગેલાં કર્મ ખરી જતાં નથી. જેમ જેમ દયાના વિચારો જોસભેર થાય છે તેમ તેમ આત્માના અસંખ્ય-પ્રદેશોમાં લાગેલી કર્મની પ્રકૃતિયો ખરવા માંડે છે અને જેમ જેમ કર્મ ખરે છે તેમ તેમ આત્મા, પુણ્યાદિક સામગ્રીથી ઉચ્ચ અવતાર ધારણ કરે છે, નઠારાં નીચ શરીર બદલીને ઉચ્ચ શુભ મોક્ષપ્રાપ્તિ કરાવનાર શરીરોમાં પ્રવેશ કરે છે, દયાના વિચાર વિના મનમાં અશાંતિ રહે છે. ચિત્ત ચંચળ રહે છે. સર્વ જીવોની સાથે વેર બંધાય છે, માટે દયા કરવાની ખાસ જરૂર છે. પતંજલિએ પણ યોગપાતંજલમાં કહ્યું છે કે—

અહિંસાની સિદ્ધિ થતાં વૈરનો ત્યાગ થાય છે.

**અહિંસા પ્રતિષ્ટાયાં વૈર ત્યાગઃ**

ખરેખર સર્વ જીવોની સાથે દયાથી વર્તવામાં આવે છે ત્યારે કોઈ જીવોની સાથે વેર રહેતું નથી. તેજ કારણથી મોટા યોગીન્દ્ર પુરૂષો ધ્યાન કરે છે ત્યારે તેમની પાસે આવીને સિંહ વગેરે ક્રુર પ્રાણીઓ બેસે છે તોપણ તે યોગીન્દ્રોને હરકત કરી શકતાં નથી. સર્વ જીવોનાપર જેમણે પૂર્ણ દયા કરી છે,

તેમનો આત્મા એટલો બધો ઉચ્ચ હોય છે કે તેમના પર સિંહ વગેરેથી ક્રુર દૃષ્ટિથી જોઇ શકાતું નથી. શ્રીમહાવીરપ્રભુને ચંડકોશિયો સર્પ કરડ્યો પણ સર્વ જીવોપર અત્યંત દયા હોવાને લીધે પ્રભુની કૃપાદૃષ્ટિથી ઉલટો ચંડકોશિક સર્પ બોધ પામ્યો, અહો ! પ્રભુની કેવી દયા ? ! ! કોઈ ઉપર વૈરભાવ જ્યાં સુધી છે ત્યાં સુધી દયાની પૂર્ણ સિદ્ધિ થઇ શકતી નથી. **આત્મવત્ સર્વભૂતેષુયઃ પશ્યતિ સ પશ્યતિ.** પોતાના આત્માની પેઠે જે સર્વ જીવોને દેખે છે તેજ દેખતો જાણવો. આ વાક્ય પણ દયાની જ સિદ્ધિ કરનાર છે. પોતાના સમાન અન્યને દેખવા એ દયાનો ઉચ્ચ માર્ગ છે. આવી અલૌકિક દયાથી આત્મા ખરેખર અનંત સુખ પ્રાપ્ત કરી શકે છે. આવી ઉત્તમ દયાની સિદ્ધિ, અનેકાન્તમાર્ગમાં થઇ શકે છે. જિન-દર્શનમાં સ્વદયા અને પરદયાની સિદ્ધિ થાય છે, વ્યવહાર દયા અને નિશ્ચયદયાની પણ સિદ્ધિ જિનદર્શનમાં યથાર્થ ઘટી શકે છે. જે મનુષ્યો આત્માનું અસ્તિત્વ સ્વીકારતા નથી તેમના મતમાં દયાની સિદ્ધિ થઇ શકતી નથી, કારણ કે જ્યારે આત્મા નથી ત્યારે દયા શાસાટે પાળવી જોઇએ ! દયા ન પાળીએ તો રાજા મારી નાખે, માટે દયાની જરૂર છે, આવી દયાની દલીલ ખરેખર હૃદયમાં ઉંડી અસર કરી શકતી નથી. માટે આત્માનું અસ્તિત્વ નહિ સ્વીકારનારા એવા

| |
|---|
| સ્યાદ્વાદ દર્શનમાં દયાની સિદ્ધિ થાય છે. |

નાસ્તિકોના વિચારમાં દયાની સિદ્ધિ ક્યાંથી હોય ? કેટલા પંચભૂતના સંયોગે આત્માની ઉત્પત્તિ થાય છે, એમ માને છે. જ્યારે પંચભૂતનો વિલય થાય છે ત્યારે આત્મા નષ્ટ થાય છે, આવા ચાર્વાકોના મતમાં દયાની ખરેખરી સિદ્ધિ કયાંથી થઈ શકે? કેટલાક લોકો એમ માને છે કે, અમને પરમેશ્વરે બનાવ્યા છે, આત્મા જ્યારે આ શરીર છોડી દે છે ત્યારે અન્ય અવતાર ધારણ કરી શકતો નથી. આવા સિદ્ધાંતને માનનાર મુસલમાન અને ખ્રીસ્તિધર્મવાળાઓ છે. ખ્રીસ્તિઓ વગેરે લોકો પુનર્જન્મ માનતા નથી ત્યારે તેમના મતમાં દયાની સિદ્ધિ થઈ શકતી નથી. હિંસા કરવાથી પાપ લાગે છે અને તે પાપને પરભવમાં આત્મા ભોગવે છે એવો નિશ્ચય જ્યાં સુધી થાય નહિ ત્યાંસુધી એક ભવના માટે દયા કરવી જોઈએ એમ બોલવું તે દયાની સિદ્ધિથી વિરૂધ્ધ છે. સમજો કે એક ખ્રીસ્તિએ મરવાની પહેલાં એક કલાકમાં એક મનુષ્યને મારી નાખ્યો, પશ્ચાત્ મરી ગયો. હવે વિચારો કે ખ્રીસ્તિનો આત્મા મરી ગયો, તે મરી ગયોજ. અન્ય અવતાર તો ધારણ કરનાર નથી, ત્યારે મરણની પહેલાં એક કલાકમાં જે પાપ કર્યું હતું તેને કયારે ભોગવશે ! જો એમ કહેવામાં આવે કે તે પાપનું ફળ તે ખ્રીસ્તિ ભોગવી શકે નહીં, ત્યારે હિંસ કરવાથી અટકવાનું શું કારણ ? કોઇ એમ કહેશો કે,

મરતી વખતે પેલા ખ્રીસ્તિએ મનુષ્યને મારી નાંખ્યો તેથી તેનું પાપફળ ભોગવી શકે નહીં. વાહ વાહ ! ! આમ કહેવું તે પણ યુક્તિહીન છે, કારણ કે તેની જીંદગીમાંજ તેણે પાપ કર્યું છે. માટે પાપફળ ભોગવવું જોઈએ અને તે પુનર્જન્મ માનતાંજ પાપકર્મ ભોગવવાની સિધ્ધિ થાય છે માટે પુનર્જન્મ નથી માનતા તેના મતમાં દયાની સિધ્ધિ થઇ શકતી નથી. જે મનુષ્યો પુનર્જન્મ સ્વીકારે છે તેના મતમાંજ દયાની સિધ્ધિ થાય છે. ખ્રીસ્તિધર્મવાળાઓ કહે છે કે—આત્માઓને પરમેશ્વરે બનાવ્યા છે, ત્યારે અમો તેમને પુછીએ છીએ કે, બંધુઓ! પરમેશ્વરને શી જરૂર હતી કે જગત્‌ને બનાવ્યું તથા આત્માઓને બનાવ્યા ? જ્યારે જગત્ નહોતું બનાવ્યું ત્યારે ઇશ્વર શું કરતો હતો ? સર્વ સુખના સ્વામી ઇશ્વર છે તેથી ઇશ્વરને જગત્ બનાવવાનું કંઇપણ પ્રયોજન નથી. લીલાને માટે ઈશ્વરે જગત્ બનાવ્યું એમ કહેવું પણ ખરશૃંગવત્ અસત્ય ઠરે છે, કારણ કે લીલા તો અધુરાને હોય છે, ઇશ્વરને જો લીલા કહેવામાં આવે તો સામાન્ય આત્માઓની પેઠે તે ઠર્યો, તેથી તે ઇશ્વર કહેવાય નહીં. ઇશ્વરને જીવોના માટે પણ જગત્ બનાવવાનું પ્રયોજન નથી, કારણ કે જગત્‌ના પહેલાં જે જીવો દુઃખી હોય તો તે દુઃખના નાશ માટે ઇશ્વર જગત્ બનાવે પણ જગત્‌ના પહેલાં જીવો નહોતા, મનુષ્યનો આત્મા પાણી ઉપર ડોલતો

હતો ઇત્યાદિ યુક્તિ હીન વચનોથી કંઈ આત્માઓને માટે જગત્ બનાવવાનું પ્રયોજન સિધ્ધ ઠરતું નથી. જ્યારે ઇશ્વરે જીવોને બનાવ્યા, એમ તેઓ માને છે ત્યારે જગત્‌ની પહેલાં જીવો સિધ્ધ ઠર્યા નહીં. જગત્ બનાવવાનું પ્રયોજન પોતાને માટે સિધ્ધ ઠરતું નથી. તેમ અન્ય જીવોને માટે જગત્ બનાવવાનું પ્રયોજન સિધ્ધ ઠરતું નથી. આત્માઓ નિત્ય છે માટે તેને પણ ઈશ્વર બનાવી શકે નહીં. માટે અનેક તર્કોથી વિચારી જોતાં ખ્રીસ્તીઓના મત પ્રમાણે દયાની સિધ્ધિ થતી નથી. પુનર્જન્મ માનતાં દયા અને હિંસાના ફળની સિધ્ધિ થઇ શકે છે. ક્ષણિક આત્માને માનનારા બૌદ્ધો છે, બૌદ્ધો, ઈશ્વરકર્તૃત્વ જગત્ સ્વીકારતા નથી, જગત્‌નો બનાવનાર પરમેશ્વર નથી એમ બૌદ્ધો સ્વીકારે છે. બૌદ્ધધર્મ વાળાઓ એમ કહે છે કે, આત્મા ક્ષણમાં ઉત્પન્ન થઈને મરી જાય છે. એક કલાકમાં તો મનુષ્યના એક શરીરમાં લાખો કરોડો આત્માઓ ઉત્પન્ન થઈને મરી જાય છે. અત્રે વિચારો તો માલુમ પડશે કે, એક આત્માએ કોઇ મનુષ્યને મારી નાંખ્યો પશ્ચાત્ તે આત્મા તો મરી ગયો, હવે સરકારમાં કામ ચાલ્યું, તેમાં દેવદત્તને ફાંસીની સજા થઇ. ફાંસી

ક્ષણિક આત્મવાદમાં દયાનિસિદ્ધિ થઇશક્તિ નથી.

ખાનાર આત્માતો ભિન્ન ઠર્યો, અને મનુષ્યને મારનાર આત્માતો મરી ગયો. મારનાર આત્મા ભિન્ન; અને ફાંશી ખાનાર આત્મા પણ ભિન્ન. એક આત્માએ હિંસા કરી અને ફાંસી ખાનાર અન્ય આત્મા ઠર્યો, અહો કેવો અન્યાય !!! જે આત્માએ હિંસા કરી તેજ આત્મા હિંસાનું ફળ ભોગવી શકે એવો સત્ય ન્યાય છે. આવો સત્ય ન્યાય ક્ષણિકબૌદ્ધદર્શનમાં ઘટી શકતો નથી માટે તેમાં પણ દયાની યથાર્થ સિદ્ધિ ઠરી શકતી નથી. જે લોકો એકાંત આત્મા નિત્યજ માને છે તેમના મતમાં પણ દયાની સિદ્ધિ થઈ શકતી નથી. જો એકાંત નિત્યઆત્મા માનવામાં આવે તો એકાંત નિત્ય આત્મા સદા અવિકારી રહે છે, અને તેથી હિંસા કરવાથી આત્માને કર્મ લાગી શકે એમ કહેવું તે **આકાશ કુસુમવત્** અસત્ય ઠરે છે, એકાંત નિત્ય આત્મા, દયા અગર હિંસાની કોઇ પણ ક્રિયા કરી શકે નહિં, અને જ્યારે કોઇ પણ પ્રકારની એકાંતનિત્ય આત્મા ક્રિયા કરી શકે નહિ ત્યારે તે દયાની ક્રિયા પણ શી રીતે કરી શકે ? એકાંતનિત્ય આત્માને મન, વચન અને કાયાનો સંબંધ શીરીતે હોઈ શકે ? અલબત

| |
|---|
| એકાંતનિત્ય આત્મા માનતાં પણ દયાની સિદ્ધિ થઈ શકતી નથી. |

હોઈ શકે નહિ. કથંચિત્ આત્મા નિત્ય માનતાં અને કથંચિત્ આત્મા શરીરાદીકની અપેક્ષાએ અનિત્ય માનતાં દયાની સિધ્ધિ થઈ શકે છે, શરીરાદિકની અપેક્ષાએ આત્મા અનિત્ય છે તેથી આત્મામાં કથંચિત્ રાગદ્વેષમાં પરિણમવાનો સ્વભાવ છે તેથી રાગદ્વેષના યોગે આત્માને હિંસાથી પાપકર્મ લાગે છે અને દયાથી પાપકર્મ ટળે છે. પુણ્યકર્મ બંધાય છે. તેમજ કર્મનો ક્ષય પણ થાય છે. યજુર્વેદમાં પણ નિત્ય અને **કથંચિત્ અનિત્ય આત્મા** માન્યો છે, તેથી પણ સ્યાદ્વાદદર્શનમાં માનેલા આત્માની પુષ્ટિ થાય છે. **તત્પાઠ તદેજતે તન્ન એજતે.** આત્મા કંપાયમાન થાય છે અને તે આત્મા કંપાયમાન થતો નથી. સારાંશ કે શરીરાદિકની અપેક્ષાએ આત્મા કંપાયમાન થાય છે. અર્થાત્ હાલે છે, ચાલેછે, અને આત્મા મુળદ્રવ્યરૂપે કંપાયમાન થતો નથી. અર્થાત્ હાલતો ચાલતો નથી. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા હાલતો નથી અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ આત્મા હાલે છે, આ સૂત્રને સ્યાદ્વાદદષ્ટિથી વિચારતાં આત્મા નિત્યાનિત્ય સિદ્ધ ઠરે છે. આત્માને અપેક્ષાએ નિત્યાનિત્ય સ્વીકારતાં દયા અને હિંસાની સિદ્ધિ થાય છે. કેટલાક આત્માને એકાંત વિભુ અર્થાત્ સર્વવ્યાપક સ્વીકારે છે, તેમના મતમાં પણ દયાના સિદ્ધાંતની

એકાંત સર્વ વ્યાપક આત્મા માનતાં દયાની સિદ્ધિ થઇ શકતી નથી.

સિદ્ધિ થઈ શકતી નથી. આત્મા જો એકાન્ત આકાશની પેઠે સર્વવ્યાપક હોય તો પ્રથમ તો તેને કર્મજ લાગી શકે નહી. સર્વ વ્યાપક આત્મા સદા આકાશની પેઠે અક્રિય હોય છે અને અક્રિય આત્મા એક દેશથી કર્મની ક્રિયા કરી શકતો નથી. વ્યાપક આત્માના એક દેશમાં કર્મની ક્રિયા કરવાનો સ્વભાવ હોય અને અન્ય દેશમાં ન હોય એમ બની શકેજ નહીં. સર્વ વ્યાપક આત્માને કર્મ, મન, વાણી અને કાયાનો સંબંધ કોઈ પણ રીતે થઈ શકે નહીં. એકાંત નિત્ય વ્યાપક આત્માને હિંસાની વા દયાની ક્રિયા કરી શકવાની શક્તિ નથી. એકાંત વ્યાપક આત્મા એક દેશથી કર્મ કરી શરીર ધારણ કરી શકે અને અન્ય દેશથી નિર્મળ રહી શકે એમ કદી બની શકેજ નહીં. અનુભવ અને યુક્તિથી જે વિચાર બંધ બેસે નહીં તે માની શકાય નહીં. સર્વવ્યાપક આત્મામાં દયાની સિદ્ધિ કોઈ પણ પ્રમાણ વા યુક્તિથી થઈ શકતી નથી. માટે તે મત મન્તવ્ય નથી. કેટલાક લોકો આત્માને અણુ અને નિત્ય માને છે. તેમના મતમાં પણ દયાની સિદ્ધિ થઇ શકતી નથી. એકાંત નિત્ય અણુરૂપ આત્માને અનિત્યતાના અભાવે કર્મ લાગી શકતાં નથી. અનંત પરમાણુ

પુદ્ગલસ્કંધરૂપ કર્મ હોય છે અને તે કથંચિત્ અનિત્ય આત્મા માનતાં પુણ્ય પાપરૂપ કર્મ લાગવાનો યથાર્થ સંબંધ સિદ્ધ ઠરે. અણુરૂપ આત્મા

અનુવાદમાં દયાની સિદ્ધિ થઇ શકતી નથી.

આખા દેહમાં વ્યાપીને રહી શકે નહીં અને તેથી તેને પંચઇન્દ્રિયો-દ્વારા જ્ઞાન થઈ શકે નહીં. અણુરૂપ આત્માને પ્રદેશો હોઇ શકે નહીં. અણુરૂપ આત્મા કોઇ પણ જાતની ક્રિયા કરી શકે નહીં અને એમ અક્રિય સિદ્ધ ઠરવાથી શરીરાદિકના સંબંધની ઉપપત્તિ સિદ્ધ ઠરી શકે નહીં. ત્યારે પુણ્યપાપનો તો તેની સાથે સંબંધ શી રીતે થઈ શકે? અને જ્યારે કર્મનો સંબંધ તેની સાથે ઘટે નહીં ત્યારે દયા, સત્ય, બ્રહ્મચર્ય વગેરે સદ્ગુણો અંગીકાર કરવાનું પ્રયોજન રહેતું નથી. તેમજ અવતારો ધારણ કરવાનું પ્રયોજન રહેતું નથી. માટે એકાંત અણુરૂપ આત્મા માનતાં દયાની સિદ્ધી થઇ શકતી નથી. કેટલાક લોકો સર્વ જીવોનો એક આત્મા સ્વીકારે છે, અને તેઓ પોતાનો મત જળચંદ્રના દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે.

एक एवहिभूतात्मा, भूते भूते व्यवस्थितः ॥
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत् ॥ १ ॥

એક આત્મા સર્વ જીવોમાં રહ્યો છે તે એક છે પણ બહુ પ્રકારે દેખાય છે. જેમ એક ચંદ્રનું પ્રતિબિંબ જલભૂત સહસ્ર ઘટમાં પડે તો સહસ્રચંદ્ર હોય તેમ દેખાય છે, તેમ અત્ર સમજવું. આવી રીતે તે લોકોનું કહેવાનું છે. પણ યુક્તિથી જોતાં તેમનું માનવું અનુભવ અને શાસ્ત્રવિરૂદ્ધ લાગે છે. જીવ કહો વા હંસ કહો વા ચેતન કહો પણ અર્થ એકનો એક છે.સર્વ જીવનો એક આત્મા માનતાં અનેક દૂષણોની કોટી પ્રાપ્ત થાય છે. સર્વ જીવનો એક આત્મા માનતાં એક જીવની મુક્તિ થતાં અન્યનો પણ એક આત્મા હોવાને લીધે મુક્તિ થવી જોઇએ. તેમજ એક જીવને દુઃખ થતાં અન્યને પણ દુઃખ એક આત્મા હોવાને લીધે થવું જોઈએ. એક જીવને સુખ થતાં અન્યજીવોને એક આત્મા હોવાને લીધે સુખ થવું જોઇએ. પણ મુક્તિ, સુખ, દુઃખ સર્વને એક સરખાં થતાં અનુભવમાં આવતાં નથી માટે સર્વ જીવોનો એક આત્મા માનતાં પ્રત્યક્ષ વિરોધ આવે છે. તેથી સર્વ જીવોનો એક આત્મા કહેવાય નહીં. સર્વ જીવોનો એક આત્મા માનતાં એક જીવની હિંસા કરતાં સર્વ જીવનો એક આત્મા હોવાને લીધે સર્વ હિંસા થવી જોઇએ. તેમજ એક જીવની દયા

> સર્વ જીવોનો એક આત્મા માનતાં પણ દયાદિકની સિદ્ધિ થઈ શકતી નથી.

કરતાં સર્વનો એક આત્મા હોવાને લીધે સર્વ જીવની દયા થવી જોઇએ પણ તેમ દેખાતું નથી તેમ પ્રત્યક્ષ વિરોધ આવે છે માટે જીવદયાદિકની સિદ્ધિ ઠરતી નથી. સર્વ આત્માઓ ભિન્ન ભિન્ન કર્મવાળા પ્રતિ શરીર ભિન્ન ભિન્ન છે. એમ માનતાં દયાદિવ્રતોની સિદ્ધિ થાય છે. કેટલાક એક બ્રહ્મને સ્વીકારે છે, અને માયાને અસત્ કહે છે. જગતને અસત્ કહે છે. તેમના મતમાં જગતનો બનાવનાર ઇશ્વિર નથી. એવા અદ્વૈતવાદિયોના મતમાં પુણ્ય અને પાપ પણ કંઇ વસ્તું નથી. દયા, હિંસા પણ કંઇ વસ્તુ નથી અર્થાત્ બ્રહ્મ વિના દયાદિ સર્વ અસત્ ઠરે છે. જળ અને ચન્દ્રનું દૃષ્ટાંત પણ રૂપી રૂપીનું છે. જીવ અરૂપી છે માટે તે દૃષ્ટાંત પણ વૈધર્મ્યતાને ભજે છે. તેમના મતમાં હેતુફળપૂર્વક હિંસા અને દયાની શી રીતે સિદ્ધિ થઇ શકે અર્થાત્ ન થઈ શકે. જડ અને ચેતન એ બે વસ્તુમાં સર્વ પુણ્યપાપ બંધ મોક્ષ આદિનો સમાવેશ થઈ શકે છે. માટે જડને જડરૂપે સત્ અને ચેતનને ચેતનરૂપે સત્ માનનારના મતમાં જીવોની હિંસા કરવાથી પાપ અને જીવોની દયા કરવાથી પુણ્યાદિકની સિદ્ધિ ઠરી શકે છે. સર્વ મતોમાં મનાએલા આત્માની આ પ્રમાણે સમાલોચના કરતાં માલુમ પડે છે કે જિનદર્શનમાં સ્યાદ્વાદરૂપે મનાએલા આત્મામાં દયાદિક સર્વ વ્રતો ઘટે છે. દયાદિકની આ પ્રમાણે સિદ્ધિ

ઠરે છે. હવે દયાના ભેદોનું વર્ણન કરાય છે.

દયાના અપેક્ષાએ અનેક ભેદ પડે છે. જૈનશાસ્ત્રોમાં દયાના ભેદોનું અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિથી વર્ણન કર્યું છે. દયાના મુખ્યતાએ બે ભેદ પડે છે, **દ્રવ્યદયા** અને **ભાવદયા**. તેમાં જીવોના પ્રાણોનું રક્ષણ કરવું તેને **દ્રવ્યદયા** કહે છે અને જીવના જ્ઞાનદર્શન ચારિત્રાદિ ભાવપ્રાણોનું રક્ષણ કરવું તેને **ભાવદયા** કહે છે. દ્રવ્ય દયાથી જીવ પુણ્યાદિક પ્રાપ્ત કરી ઉત્તમગતિ પ્રાપ્ત કરે છે અને **ભાવદયા**થી જ્ઞાન દર્શન ચરિત્રાદિ લક્ષ્મી પામી મોક્ષ પ્રાપ્ત કરે છે. દ્રવ્ય દયાના કરનારા સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ જીવો પણ હોય છે અને **ભાવદયાના** કરનારા તો સમ્યગ્દૃષ્ટિજીવો હોય છે. દ્રવ્ય દયાથી આત્મા ભાવદયાને પામી શકે છે. સમ્યક્ત્વરત્નની પ્રાપ્તિ વિના ભાવદયા હોઈ શકતી નથી. પોતાના આત્માનું સ્યાદ્વાદ-દૃષ્ટિથી સ્વરૂપ ઓળખતાં ભાવદયા પ્રાપ્ત થાય છે. ભાવદયા કરનારો જીવ ચઉદરાજલોકમાં વર્તનારા જીવોને અભયદાન અર્પે છે. **ભાવદયા** બે પ્રકારની છે. **સ્વભાવદયા** અને **પરભાવદયા**, પોતાના આત્માની જ્ઞાનાદિ ગુણથી ઉન્નતિ

| |
|---|
| દયાના અપેક્ષાએ અનેક ભેદ પડે છે. |

| |
|---|
| દ્રવ્ય દયા કરતાં ભાવદયા અનંત ગુણ હિતકારકછે. |

કરવી—આત્માના સહજ રૂપમાં રમણતા કરવી, તે **સ્વકીય ભાવદયા** કહેવાય છે. અને અન્ય આત્માઓને તત્ત્વબોધ આપીને **સમ્યક્ત્વ**નો લાભ આપવો તે **પરભાવદયા** કહેવાય છે. **દ્રવ્યદયા**ના આશયભેદે અનેક ભેદો હોય છે. પોતાના પ્રાણોની રક્ષા કરવી તે **સ્વદ્રવ્યદયા** અને પર-આત્માઓના પ્રાણોની રક્ષા કરવી તે **પરદ્રવ્યદયા** જાણવી તેમજ દયાના બે ભેદ છે. **વ્યવહારદયા** અને **નિશ્ચયદયા.** સર્વ જીવોની અનેક બાહ્ય ઉપાયોથી દયા કરવી તે **વ્યવહારદયા** કહેવાય છે અને આત્માને કર્મથી રહિત શુદ્ધ કરવા જે દયાનો પરિણામ થાય છે તેને નિશ્ચયદયા કહે છે. **દ્રવ્યદયા** તો ઘણીવાર થઈ પણ **ભાવદયા**ની પ્રાપ્તિ વિના ભવનો અંત આવ્યો નહીં. દ્રવ્યદયા અત્યંત ઉપયોગી છે પણ ભાવ દયાની પ્રાપ્તિ થાય તો ભવાંત થાય. ભાવ દયા વિના પરમાત્મા થઈ શકાતું નથી. **ભાવદયા** પાળતાં **દ્રવ્યદયા** તો સહેજે પળાય છે. ભાવ દયાની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાનની આવશ્યકતા છે. ભાવદયા વિના મુક્તિનુંસુખ પ્રાપ્ત થતું નથી. માટે શાસ્ત્રકારો સ્થળે સ્થળે ભાવ દયાની આવશ્યકતા જણાવે છે. ભાવદયારૂપ સૂર્યની આગળ દ્રવ્યદયાતો એક ખદ્યોત( આગીઆ ) સમાન છે. ચતુર્થ ગુણ સ્થાનકથી ભાવ દયાની પ્રાપ્તિ થાય છે. શ્રીવીરપરમાત્માએ સદુપદેશદ્વારા સકળ સંઘને ભાવદયાની પ્રાપ્તિ માટે મુખ્યતઃ પ્રયાસ કર્યો છે.

" બુજ્જહ બુજ્જહ " બોધપામ બોધપામ. આ પ્રમાણે શ્રીવીરનાં વાક્યો ભાવદયાની અત્યંત આવશ્યક્તા જણાવે છે. શ્રુત જ્ઞાનનું ભણાવવું પણ મુખ્યતાએ ભાવદયાને માટે હોય છે. અરે આત્મા ! જો તહુને વિવેકચક્ષુ ઉઘડ્યાં હોય તો ભાવદયા માટે યત્ન કર. સદ્ગુરૂનું સેવન કરી ભાવદયાની પ્રાપ્તિ કર. ભૂતકાળમાં જે જે જીવો સિદ્ધ થયા, થાય છે અને થશે તે સર્વ ભાવદયાના બળથી અવબોધવા. અરિહંત સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની પદવી પણ ભાવદયાથી પ્રાપ્ત થાય છે. સ્થૂલ દૃષ્ટિવાળા જીવોથી ભાવદયા તરફ લક્ષ ન આપી શકાય તેથી તેમાં તેની સ્થૂલમતિનો દોષ છે. ત્રણ કાલમાં પણ વિચારતાં માલુમ પડે છે કે ભાવદયાના પાળનારા અલ્પ હોય છે. મિથ્યાદૃષ્ટિ કરતાં સમ્યગ્દૃષ્ટિજીવો અલ્પ હોય છે, એવો સ્વાભાવિક નિયમ છે. જે ભવ્યો અન્ય જીવોને સમકિત ( સમ્યક્ત્વ ) અર્પે છે તે જીવો ભાવદયા કરનારા જાણવા. ભાવદયા કરનારનો ત્રણ કાલમાં પણ અનેક ઉપાયોથી પ્રત્યુપકાર થઈ શકતો નથી. દ્રવ્ય દયા કરતાં અન્ય જીવની હિંસા થઈ શકે છે પણ ભાવદયામાં તો તેમ હોઈ શકતું નથી. પ્રત્યેક જીવોને જૈનધર્મની સમ્યક્ જે પ્રાપ્તિ કરાવે છે તે ભાવદયાનો લાભ ખરેખર પ્રાપ્ત કરી સર્વ કર્મનો ક્ષય કરી પરમપદ પ્રાપ્ત કરે છે. ભાવદયાના દૃષ્ટાંતો મુક્તિ ગએલા સર્વજીવો જાણવા.

દ્રવ્યદયાનું વર્ણન તો મહાત્માઓએ સ્થૂલ બુદ્ધિવાળાઓને બોધ થવા માટે અનેક શાસ્ત્રોમાં યુક્તિપૂર્વક કર્યું છે; દયાના સંબંધમાં શ્રીયોગશાસ્ત્રમાં નીચે પ્રમાણે સ્વરૂપ બતાવ્યું છે.

## श्लोक.

आत्मवत् सर्वभूतेषु, सुखे दुःखे प्रियाप्रिये.
चिन्तयन्नात्मनो निष्टां, हिंसामन्यस्य नाचरेत् ॥ १ ॥

સર્વ ભૂતમાં-સુખ દુ:ખ, પ્રિય, અપ્રિયમાં આત્માની પેઠે સર્વમાં દેખતો ભવ્ય પ્રાણી અન્યની હિંસા કરે નહીં—

## श्लोक.

हिंसा विघ्नाय जायेत, विघ्नशान्त्यै कृतापि हि.
कुलाचाराधियाप्येता, कृता कुलविनाशिनी ॥ १ ॥
दमो देवगुरूपास्ति दानमध्ययनं तपः
सर्वमप्येतदफलं, हिंसां चेन्न परित्यजेत् ॥ २ ॥

વિઘ્નશાંતિ માટે કરેલી હિંસા પણ વિઘ્નમાટે થાય છે. આથી એમ ભવ્ય જીવોએ સમજવું કે જે લોકો, કોલેરા પ્લેગ વગેરે થાય છે ત્યારે દેવીના ભોગ માટે બકરાં પાડા વગેરેની હિંસા કરે છે પણ ખરેખર તે અજ્ઞલોકો ભૂલે છે. કુલાચારની બુદ્ધિથી કરેલી હિંસા પણ

કુલનો નાશ કરનારી થાય છે. પાંચ ઇંદ્રિયોનું દમવું, દેવ ગુરૂની સેવા, સુપાત્રે દાન દેવું, ધર્મશાસ્ત્રનું ભણવું, તપશ્ચર્યા કરવી, ઇત્યાદિ સર્વ કરણી દયાવિના નિષ્ફળ છે. દયાવિના સર્વ ધર્મ કરણી નિષ્ફલ જાણવી. કેટલાક લોકો દયાને માટે ઉચ્ચવિચાર ધરાવતા નથી તે આત્માની ઉચ્ચ સ્થિતિ કરી શક્તા નથી. વંશક્રમથી આવેલી હિંસાનો પણ ભવ્ય જીવોએ ત્યાગ કરવો જોઇએ. કહ્યું છે કે—

## શ્લોક.

अपि वंशक्रमायातां, यस्तु हिंसां परित्यजेत्.
स श्रेष्ठः सुलसइव, कालसौकरिकात्मजः ॥ १ ॥

**સુલસનું ચરિત્ર.**

વંશ ક્રમાયાત હિંસાનો જે ત્યાગ કરે છે તે કાલસૌકરિકપુત્ર સુલસની પેઠે શ્રેષ્ઠ જાણવો. પૂર્વે રાજગૃહી નગરીમાં કાલસૌકરિક નામનો કસાઈ રહેતો હતો. તેનો પુત્ર સુલસ હતો. કાલસૌકરિક કસાઈ પોતાની જ્ઞાતિમાં પાંચસે કસાઈમાં મોટો હતો. તેના પુત્ર સુલસને અભયકુમારની સાથે મિત્રતા હતી. અભયકુમારની સંગતિથી સુલસ જૈનધર્મ પામ્યો, શ્રાવક થયો, શ્રેણીક રાજાએ વાર્યો છતો પણ કાલસૌકરીક કસાઈ નિત્ય પાંચસે પાડા મારવા લાગ્યો. રૌદ્રધ્યાનના પરિણામ યોગે કાલસૌકરિક

કસાઈ મૃત્યુ પામી સાતમી નરકમાં ગયો. સુલસના પિતા મરણુ પામવાથી સર્વજ્ઞાતિ વર્ગે ભેગા થઇ સુલસને કહ્યું કે, હે સુલસ ! તું ત્હારા પિતાનું પદ ગ્રહણ કર અને પશુઓનો વધ કરી કુટુંબનું પોષણુ કર. જ્ઞાતિવર્ગનું આ પ્રમાણે કથન સાંભળી સુલસ કહેવા લાગ્યો કે, હું શીરીતે કુંટુંબનું પોષણુ કરૂં ? જ્ઞાતિવર્ગે કહ્યું કે જીવોની હિંસા કરીનેજ. સુલસે વિચાર કરીને કહ્યું કે પ્રાણીઓના વધથી ભેગું કરેલું ધનતો તમે સર્વ ભેગા મળીને ખાશો અને પાપ થાય તે તો મ્હારે એકલાને ભોગવવું પડે તેનું કેમ! શું તમે પાપમાં ભાગ પડાવી શકશો ? જ્ઞાતિવર્ગ ત્યારે કહેવા લાગ્યો કે પાપમાં પણુ ભાગ વ્હેંચીને લેઇશું. સુલસે મનમાં વિચારીને પોતાના પગ ઉપર છરો માર્યો તેથી લોહી દડદડ નીકળવા લાગ્યું. વેદનાથી બુમો પાડવા લાગ્યો અને જ્ઞાતિવર્ગને કહેવા લાગ્યો કે, અરે સગાં વ્હાલાંઓ મ્હને અત્યંત વેદના થાય છે, માટે મ્હને થતી વેદનામાં ભાગ પડાવો. સુલસનું આવું સયુક્તિક વચન શ્રવણુ કરી જ્ઞાતિવર્ગ કહેવા લાગ્યો કે અરે વેદના શું કોઈનાથી લેઇ શકાય ? ત્યારે સુલસ કહેવા લાગ્યો કે અહો ત્યારે તમે મને લાગતા પાપમાંથી ભાગ શી રીતે પડાવી શકશો. સુલસના વચનથી સર્વ જ્ઞાતિવર્ગ મૌન રહ્યો, ત્યારે સુલસ કહેવા લાગ્યો કે, અરે માંસના લાલચુઓ, તમો પાપની

સુલસનો ઉપદેશ.

બુદ્ધિથી કંઇ પણ સત્યાસત્યનો વિચાર કરી શકતા નથી ? અરે ! તમે કેમ વિચાર કરી શકતા નથી. વંશપરંપરાથી કરવામાં આવેલી હિંસા પાપરૂપ ફળ આપ્યા વિના કદી રહેવાની નથી. તમારા હિંસાના વિચારનું ફળ તમને મળ્યા વિના કદી રહેનાર નથી. ત્રણ કાળમાં પણ હિંસાથી ધર્મની ઉત્પત્તિ થઇ નથી. જે જીવ જેવાં કર્મ કરે છે તેવાં તેઓ ફળ ભોગવે છે. હિંસાના કરનારા અનેક જીવો નરકમાં જાય છે અને જશે. આ પ્રમાણે સુલસે ઉપદેશ આપ્યો. સુલસ, જીવ દયા પાળી સુગતિ પામ્યો. તે પ્રમાણે જે જીવો જીવદયા પાળે છે તે પણ સુગતિ પામે છે. પોતાનું માંસ કોઇ ખાવા ધારેતો પોતાના મનમાં જેવું લાગે છે તેવું જ અન્યજીવોને પણ લાગે છે. માંસના ભક્ષકોથી જગત્માં પાપની વૃદ્ધિ થાય છે અને તેથી અનેક પ્રકારના રોગો ઉદ્ભવે છે. જે

હિંસાથી રોગોની ઉત્પત્તિ થાય છે.

દેશમાં પુષ્કળ જીવોની હિંસા કરવામાં આવે છે ત્યાંના લોકો ઉપર અનેક પ્રકારનાં દુ:ખનાં વાદળાં તૂટી પડે છે. હિંસાથી અનેક કોલેરા પ્લેગ વગેરે દુષ્ટ રોગો ફાટી નીકળે છે. જ્વાલામૂખી પર્વતો ફાટવાથી દેશના દેશ અને નગર

ગામો દટાઈ જાય છે. જે લોકો હિંસાના ધંધા કરે છે તે અંતે માનસિક ખરાબ સ્થિતિ ભોગવીને દુર્ગતિમાં અવતરે છે. હિંસાના કરનારા જીવો આખી દુનિયામાં અશાંતિ ફેલાવે છે. જેમ એક તળાવમાં કોઈ છોકરો જોરથી પત્થર ફેંકે છે તો આખા તળાવમાં તેથી કુંડાળાં થાય છે તેમ કોઈ જોસભેર હિંસાના પરિણામથી હિંસા કરે છે તો અનેક મનુષ્યો ઉપર હિંસાની અસર કરે છે. હિંસક જે જે પ્રાણીઓને મારી નાંખે છે તે તે જીવોની સાથે તે વૈર બાંધે છે અને તેથી પરભવમાં મરનારા જીવો અનેક પ્રકારે વૈર વાળવા પ્રયત્ન કરે છે. શ્રીવીરભગવાને પૂર્વ ભવોમાં જેજે જીવોને તાડનાતર્જના કરી હતી તેવા જીવોએ વીરપ્રભુ સાથે વૈર બાંધીને તેમને ઉપસર્ગો કરવામાં કંઇ બાકી રાખ્યું નથી. શાસ્રોમાં આ સંબંધી અનેક દષ્ટાંતો જણાવ્યાં છે. જીવની હિંસા કરનારાઓની ઉન્નતિ થઈ શકતી નથી. ખરા આનંદથી ઘાતકો દૂર રહે છે. પરમશાંતિનું તેઓ સ્વપ્નમાં પણ દર્શન કરી શકતા નથી. હિંસકો ક્રૂર વિચારથી અનેક પ્રકારનાં કર્મ બાંધે છે. હિંસા કરવાથી આ જગત્માં કોઈ દેશની કદી ઉન્નતિ

> જેની હિંસા કરવામાં આવે છે તે જીવો પણ હિંસકની સાથે વૈર બાંધે છે.

| |
|---|
| હિંસાથી કોઈ દેશની ઉન્નતિ થઈ નથી. |

થઇ નથી અને થવાની નથી. કેટલાક કહે છે કે, હિંસકો શાંત પ્રજાને જીતી પોતાના કબજામાં લેછે. આ પ્રમાણે તેમનું બોલવું યુક્તિહીન છે. જે બળવાન્હિંસક હોય તે અન્યને જીતવાનો. જ્યારે આમ થશે ત્યારે દેશમાં મારામારી, ક્લેશ, વૈર, અશાંતતા ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામવાની અને તેથી દેશની પાયમાલી થવાની જ. માટે હિંસાથી દેશની ઉન્નતિ થાય છે એમ કહેવું તે આકાશ કુસુમવત્ અસત્ ઠરે છે હિંસાપ્રતિપાદન શાન્ત બનાવીને પાપી જીવો વિશ્વાસીઓને નરક ગતિમાં ખેંચે છે. કહ્યું છે કે.

## શ્લોક.

विश्वस्तो मुग्धधीर्लोकः पात्यते नरकावनौ.
अहो नृशंसै लोभान्धै हिंसाशास्त्रोपदेशकैः ॥ १ ॥
यदाहुः यज्ञार्थं पशवःसृष्टाः, स्वयमेव स्वयंभुवा.
यज्ञोऽस्यभूत्यै सर्वस्य तस्माद् यज्ञे वधोऽवधः ॥ २ ॥
मधुपर्केच यज्ञेच, पित्र्य दैवतकर्म्माणि.
अत्रैव पशवो हिंस्यान्नान्यत्रेत्यब्रवीन्मनुः ॥ ३ ॥
एष्वर्थेषु पशून्, हिंसन् वेदतत्त्वार्थविद् द्विजः
आत्मानंच पशुंश्चैव, गमयत्युत्तमां गतिं ॥ ४ ॥

ये च : क्रूरकर्म्माणः शास्त्रं हिंसोपदेशकं
क्वते यास्यन्ति नरके, नास्तिकेभ्योऽपिनास्तिकाः ॥ ५ ॥
देवोपहारव्याजेन, यज्ञव्याजेन ये ऽथवा.
घ्नन्ति जंन्तून् गतघृणा, घोरं ते यान्ति दुर्गतिं ॥ ६ ॥

હિંસાના શાસ્ત્રોના ઉપદેશવડે ભોળા માણસો ભરમાય છે. કેટલાકતો કહે છે કે પ્રભુએ પોતાની ઇચ્છાએ યજ્ઞના માટે પશુઓ બનાવ્યાં છે અને યજ્ઞ સર્વની ઉન્નતિ માટે થાય છે માટે યજ્ઞમાં વધ કરવામાં આવે છે તે અવધ છે એમ જે મનુષ્યો કહે છે તે ખરેખર અજ્ઞ છે. ઇશ્વરનેજગત્ બનાવવાનું કંઇ પ્રયોજન નથી તેમજ યજ્ઞની પણ ઇશ્વર ને જરૂર નથી તો યજ્ઞનામાટે પશુઓ બનાવ્યાં એમ કહેવું તે કલ્પનામાત્ર છે.

મધુપર્ક, યજ્ઞ, પિતૃય દૈવત કર્માદિ માટે પશુઓ બનાવ્યાં છે એમ કહે છે પણ તે યોગ્ય નથી કારણ કે જ્યારે ઇશ્વર કર્તા સિધ્ધ થતો નથી ત્યારે યજ્ઞના માટે પશુઓ બનાવ્યાં એમ કહેવું તે કલ્પના માત્ર છે.

યજ્ઞાદિ માટે પશુહિંસા કરનારા ઉત્તમગતિ પામે છે એમ કહેવું તે પણ અસત્યછે. ઇશ્વિર કોઈ પણ જીવની હિંસા કરવા આજ્ઞા આપતો નથી. જે ક્રૂર કર્મિજીવો હિંસાનો ઉપદેશ આપે છે તે અહો કઇ ગતિમાં જશે ? દેવતાને ભેટવા છળથી

જે મનુષ્યો પશુ પંખીઓનો નાશ કરે છે તેમની દુર્ગતિ થાય છે. મનુષ્યોને જેમ જીવવું વ્હાલું લાગે છે અને ભયથી કંપે છે તેમ પશુ પંખીઓને પણ જીવવું વ્હાલું લાગે છે અને તે ભયથી કંપે છે. મનુષ્યો જેમ મૃત્યુના ભયથી રૂદન કરે છે તેમ પશુ પંખીઓ પણ મરતી વખતે રૂદન કરે છે; પાપી પેટ ભરવાને માટે જે લોકો પ્રાણિયોની હિંસા કરે છે તે ખરેખર પોતાની પણ હિંસા કરે છે; અન્ય જીવોની લાગણી દુઃખવવાથી પણ પરિપૂર્ણ જીવદયા બનતી નથી. મન–વચન. અને કાયાથી કોઇ-પણ જીવની હિંસા કરવી નહીં. તંડુલ મત્સ્યની પેઠે મનની હિંસા કરતાં સાતમી નરકમાં જવાય છે. વાણીથી હિંસાનું વચન બોલતાં પાપ લાગે છે. કાયાથી હિંસા કરતાં પણ કર્મનો બંધ થાય છે. કેટલાક લોકો દયાધર્મને પાળવાનો ફાંકો રાખે છે પણ મનમાં અનેકનું ભુંડું કરવારૂપ હિંસા કરે છે. અનેક મનુષ્યોને સંકટમાં પાડવાના વિચારો કરે છે. બ્હારથી તો શાંત જેવો દેખાય છે પણ મનમાં તો કૂડ–કપટ વિશ્વાસઘાત અનેક જીવની હિંસાના વ્યાપારો વગેરેથી માનસિક હિંસા કરે છે. પશ્ચાત્ માનસિક હિંસાના વિચારોની સ્થૂલ વાણી તથા કાયા ઉપર અસર થાય છે

મન વચન અને કાયાથી હિંસાનો ત્યાગ કરવો જોઇએ.

અને તેથી તેમનો આત્માહિંસક બને છે. જે જીવો પરનિંદા કરે છે તે પણએક જાતની મનથી હિંસા કરે છે અને તેથી તે દુર્ગતિમાં અવતરે છે. કેટલાક કાલિકસૂરીની પેઠે મનથકી કાયાની અશક્તિએ હિંસા કરે છે તે કંઇ દયાવાન્ અંતરથી કહેવાય નહીં. કેટલાક લોકો આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને મનમાં ધ્યાવી પ્રસન્નચંદ્રરાજર્ષિની પેઠે નરક યોગ્યકર્મ ઉપાર્જન કરે છે. કોઇપણ જીવનું મનમાં બુરૂ ચિંતવનાર પરેખર હિંસક ગણાય છે.

કેટલાક જીવો કોઇ જીવનું રક્ષણ કરતાં, દયા કરતાં, અન્ય ઉપર વૈરની વા મારંમારાની વૃષ્ટિ કરે છે, તે જીવો ખરેખરો દયાનો મર્મ સમજી શકતા નથી. જ્ઞાન વિના જીવનું સ્વરૂપ સમજાતું નથી અને જીવોનું સ્વરૂપ સમજ્યા વિના દયા પાળી શકાતી નથી. દશ વૈકાલિકમાં શય્યંભવસૂરિ કહે છે કે, પ્રથમ જીવાદિક પદાર્થનું જ્ઞાન કરો. પરિપૂર્ણજ્ઞાન વિના પરિપૂર્ણ દયા થઇ શકવાની નથી. જેટલું જાણશો તેટલું આચારમાં મૂકશો. જ્ઞાન વિના જે દયા દયા પોકારે છે તે ખરેખર પોતાની હાંસી અન્ય પાસે કરાવે છે. જ્ઞાન વિના દયા કરતાં ઉલટી હિંસા થાય. જે વૈદને વૈદકનું જ્ઞાન નથી તે ખરેખર ઉંટ

> જે જ્ઞાની છે તે દયા પાળી શકે છે.
> પઢમનાણં તઓ દયા.

વૈદુ કરી અન્ય મનુષ્યોના પ્રાણનો નાશ કરશે. જેમ જ્ઞાન વિના દયા કરો ઇત્યાદિ પોકારનારા ઉચ્ચ દયાનો આશય સમજી શકતા નથી. જ્ઞાન વિના દયા કરતાં એક ડોશીની પેઠે ઉલટી જીવની હિંસા થાય છે. તે દૃષ્ટાંત જણાવે છે—

એક ડોશીએ કરેલી દયા.

એક નગરમાં એક ડોશી રહેતી હતી. તે અજ્ઞાન હતી. તેના ફરીયામાં એક પુરાણી કથા વાંચવા આવ્યો. પુરાણીએ કહ્યું કે **દયા ધર્મકો મૂલ હે, પાપમૂલ અભિમાન; તુલસી દયા ન છાંડીએ** જબલગ **ઘટમેં પ્રાણ**. દયા તેજ ધર્મનું મૂળ છે, સર્વ જીવોની દયા કરવી. દયા કરવાથી ભગવાન્ રાજી રહે છે. આ પ્રમાણે પુરાણીનું વચન ડોશીએ સાંભળી નિશ્ચય કર્યો કે હવે આપણે જીવોની દયા કરવી. એક દિવસ ડોશી વનમાં ગઈ હતી, ઉનાળાનો દિવસ હતો, તાપ પુષ્કળ પડતો હતો, જલ વિના દિવસ ભયંકર લાગતો હતો, તે સમયે એક ભેંસનું પાડું તરશ્યું થએલું કુવા પાસે ઉભું હતું. ડોશી કુવામાંથી ન્હાવા માટે જળ કાઢતી હતી. ડોશીને પુરાણી બાવાનો ઉપદેશ સ્મરણમાં આવ્યો અને વિચાર્યું કે, અહો ! આજ દયા કરવાનો ખરેખરો વખત મળ્યો છે. જો હું આ પાડાને લોટે લોટે પાણી પાઇશ તો બિચારાની તૃષા મટશે નહીં. માટે ખૂબ પાણી પાવું જોઇએ

એમ વિચાર કરી ડોશીએ રેંકતા એવા તેંશના પાડાને કૂવામાં નાખી દીધું અને કહેવા લાગી કે, હે પાડા! કૂવામાં સહેજું પડયું ખૂબ પાણી પીજે. બીચારૂં નાનું પાડું કૂવામાં તરફડીઆં મારવા લાગ્યું. અંતે તેના પ્રાણ ગયા. ડોશી તો દયાની ધૂનમાં હરખાતી હરખાતી ઘેર આવી, ફરી ગામમાં પુરાણીએ કથા વાંચવી શરૂ કરી; ડોશી પાડાની દયા કરવાનું ડહાપણ સભા આગળ કહેવા લાગી કે આજ તો મેં તરસ્યા પાડાને ઉંચકી કૂવામાં નાંખ્યું છે તેથી તે બીચારૂં બેઠું બેઠું ઘુંટડે ઘુંટડે પાણી હજી પીતું હશે. ત્યારે પુરાણીએ કહ્યું કે, અરે ડોશી! પાડું તો મરી ગયું, હજી સુધી રહી શકે નહીં. તેં તો જ્ઞાનવિના દયાના બદલે હિંસા કરી. ડોશીને બહુ પશ્ચાત્તાપ થયો. તેમ જે જીવો જ્ઞાનવિના દયાના ખાં કહેવાય છે તે ઉલટા દુર્ગતિ ભજનારા થાય છે. દયાની સૂક્ષ્મ વાત છે. પોતાની દયા અને પરની દયા જે સમજી શકે છે, જીવોની દયા પાળી શકે છે. એક ભોળા માણસે ગુરૂ પાસે પ્રતિજ્ઞા લીધી કે, જે મનુષ્યો કંગાળ હોય તેની મારે દયા કરવી. કેટલાક દિવસ સુધી તેણે મનુષ્યોની દયા કરી. એક દિવસ તે વિચારવા લાગ્યો કે અરે! હાલમાં મનુષ્યો ભિખારી થતા નથી. જો ભિખારી થાય તો દયા કરવાનું સારૂં વ્રત પળે, માટે ઇચ્છું છું કે ઘણા મનુષ્યો કંગાલ થાઓ. અહો કેવી દયા! અરે! અજ્ઞાની

જીવ દયાને શી રીતે કરી શકે. જ્ઞાની પુરૂષો દયાને પાળી શકે છે. અજ્ઞાનીયો ભલે દયાના ઇજારદાર બને પણ જ્યાં સૂધી જ્ઞાન પામશે નહિ ત્યાં સૂધી ખરેખરી દયા પાળી શકવાના નથી. જીવાદિક નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, સાતનય વગેરે સૂક્ષ્મ તત્ત્વોનું પરિપૂર્ણ જ્ઞાન થતાં દયાનું સ્વરૂપ સમજાય છે. જે જે અંશે જેવા જેવા પરિણામની ધારાએ દયા થાય છે તે તે અંશે તેવું તેવું ફળ પ્રાપ્ત થાય છે. દયાવ્રત પાળવાને માટે અન્યવ્રત પણ છે. જો દયા નથી તો અન્યવ્રતો કંઇ ફળપ્રદ નથી. દયાદેવીના સમાન અન્ય કોઇ જગત્માં પૂજ્ય નથી. દયાના સમાન અન્ય કોઇ સુખ અર્પનાર નથી.

દયા વિના જગત્માં શાંતિ પ્રસરતી નથી. દયા વિના મનુષ્ય શોભી શકતો નથી. દયાને માટે સાધુ તથા શ્રાવકનાં વ્રત પાળવાં પડે છે; જો તમો દયામય છો તો વનમાં જવાની જરૂર નથી. જો હૃદયમાં દયા નથી તો વનમાં જઇને શું કરશો. જો તમો દયાની ઉચ્ચ કોટીપર આવ્યા નથી તો ભલે તમે મૂર્તિઓની, નદીઓની યાત્રા કરો, પણ દયા વિના તમને જરા માત્ર ફાયદો થવાનો નથી. લક્ષ્મી વિના પણ તમો દયાથી ઉત્તમ ધર્મ કરી શકશો. દયાના ઉચ્ચ પરિણામથી તમો સિદ્ધ બુદ્ધ પરમાત્મા થશો. જો તમે ફક્ત દયાને પાળશો તો અનેક ચમત્કારોનું ઘર થશો. જે

જીવો મુક્તિ પામ્યા અને પામશે તે દયાના પ્રતાપથી જ સમજશો. જેમ જેમ દયાનું અંતરમાં ઉચ્ચ વર્તન રાખશો તેમ તેમ અનેક પાપોથી મુક્ત થશો. ઉપર ઉપરના ડોળ-ઘાલુ દયાળુ જે દેખાય છે તેમના હૃદયમાં તો હિંસા થતી હોય છે તેથી તેમને દયાના પરિણામના અભાવે શુભ ફળ પ્રાપ્ત થતું નથી. સર્વ જીવોનું ભલું આત્મજ્ઞાની કરી શકે છે. કારણ કે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી ખરી દયાનું સ્વ-રૂપ સમજી શકે છે. સર્વ જીવોનું મન, વાણી અને કાયાથી ભલું કરી, સર્વ જીવો પરમસુખ પ્રાપ્ત કરો, સર્વ જીવોને પરમશાંતિ વર્તો; ઇત્યાદિ દયાની ભાવના પોતાના આત્માને પરમાત્મા બનાવે છે. જે પોતાના આત્માને જ્ઞાન સમાધિથી ભાવે છે તે પરમાત્મા થાય છે અને તે સર્વ જીવોની પરમદયા કરે છે, એવી દયા સર્વ જીવોને પ્રાપ્ત થાઓ.



૬

સત્યરત્ન.

> सत्यान्नास्ति परो धर्म:

સત્યથી અન્ય મોટો ધર્મ નથી. જગત્‌માં સત્યમાં સર્વનો સમાવેશ થાય છે. પ્રત્યેક મનુષ્યોને પુછીશું કે સત્ય તમને પ્રિય લાગે છે? ત્યારે તે કહે કે હા અમને સત્યજ પ્રિય લાગે છે. આત્મા, જ્ઞાનથી સત્ય અને અસત્ય સમજી શકે છે. સર્વજ્ઞ થયા વિના સર્વથા સત્ય સમજાતું નથી. મનુષ્યમાં જેટલા જેટલા અંશે જ્ઞાન હોય છે તેટલા અંશે તે સત્યને સમજી શકે છે. પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે સત્ય સમજવું અને સત્ય બોલવું. સત્ય સમજ્યા વિના સત્ય ભાષણ થઈ શકતું નથી. સર્વજ્ઞના વચનાનુસારે ભાષણ કરતાં અસત્ય બોલી શકાતું નથી. સત્ય સમજવામાં પણ સર્વજ્ઞની વાણી અત્યંત ઉપયોગી છે. રાગદ્વેષરહિત વીતરાગદેવને અસત્ય કહેવાનું કંઈપણ પ્રયોજન નથી. સર્વજ્ઞનાં વચનને સમજવામાં મનુષ્યોની મતિ મુંઝાય તો તેથી સર્વજ્ઞનો દોષ નથી પણ મતિની સ્થૂલતા એજ દોષ જાણવો. જેમ જેમ સત્ય સમજવામાં આવે છે તેમ તેમ મનુષ્ય સત્યને સત્ય તરીકે સ્વીકારે છે. દાખલા તરીકે જેમ કોઈ મનુષ્યને ઘટ-

નું જ્ઞાન થતાં ઘટને ઘટજ કહેશે પણ ઘટને પટ કહેવાનો નથી. તેમજ પટને પટજ કહેવાનો. જીવનું જ્ઞાન થતાં જીવને જીવ કહેવાનો. અજીવનું જ્ઞાન થતાં અજીવને અજીવ કહેવાનો જ. તેમજ પુણ્યને પુણ્યજ કહેવાનો, તેમજ પાપનું જ્ઞાન થતાં પાપ તે પાપ સમજાવાનું, તથા પાપ તે પાપ છે એમ ભાષણ કરવામાં આવશે. બંધ અને મોક્ષનું જ્ઞાન થતાં બંધ તે બંધ છે અને મોક્ષ તે મોક્ષછે, એમ ભાષણ થવાનું. જે જે વસ્તુ જેજે અપેક્ષાએ જેજે ધર્મ વિશિષ્ટ છે તે તે અપેક્ષાએ તે તે ધર્મ જાણતાં તે તે અપેક્ષાએ સત્ય ભાષણ થવાનું. સત્યભાષણ કરવામાં સત્યજ્ઞાનની અત્યંત આવસ્યકતા છે એમ સ્પષ્ટ સમજવામાં આવ્યું. સત્ય વચન બોલનારનું મુખ પવિત્ર કહેવાય છે. સત્યનું વદવું સ્વાભાવિક રીત્યા થાય છે. અસત્ય વદવામાં કાંઇક મહેનત કરી અન્ય વિચાર ગોઠવવો પડે છે. સત્ય બોલવાથી પોતાને તથા પરને લાભ મળે છે. અસત્ય બોલવાથી સ્વ અને પરને હાનિ થાય છે. સત્યથી દેવતાઓ ખુશ થાય છે. અસત્ય વદવાથી પોતાના આત્માનોજ નાશ થાય છે. સત્ય, સૂર્યની પેઠે સદા કાળ પ્રકાશ કરે છે. અને અસત્ય અંધકાર ફેલાવે છે. સત્યથી વિઘ્નોનો નાશ થાય છે અને અસત્યથી નવાં વિઘ્ન ઉભાં થાય છે. સત્ય બોલવાથી પુણ્ય થાય છે અને અસત્ય બોલવાથી પાપ થાય છે. સત્ય બોલવાથી ધર્મની

ઉત્પત્તિ થાય છે અને અસત્ય બોલવાથી ધર્મનો નાશ થાય છે. સત્યનો મહિમા અનેક મહાત્માઓએ વર્ણવ્યો છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે:—

## श्लोक.

ज्ञानचारित्रयोर्मूलं सत्यमेव वदन्ति ये
धात्री पवित्रीक्रियते तेषां चरणरेणुभिः ॥ १ ॥
अलीकं ये न भाषन्ते सत्यव्रतमहाधनाः
नापराध्धुमलं तेभ्यो भूतप्रेतोरगादय ॥ २ ॥
न सत्यमपि भाषेत परपीडाकरं वचः
लोकेऽपि श्रूयते यस्मात् कौशिको नरकं गत ॥ ३ ॥
प्रियं पथ्यं वचस्तथ्यं सुनृतं व्रतमुच्यते
तत्तथ्यमति नो तथ्यमप्रियं चाहितं च यत् ॥ ४ ॥

જ્ઞાન અને ચારિત્રનું મૂળ સત્ય છે, તેને જે બોલે છે તેઓની ચરણધુળથી પૃથ્વી પવિત્ર કરાય છે. સત્ય વ્રતરૂપ મહાધનને ધારણ કરનારા મહાત્માઓ જુઠું બોલતા નથી. અને તેથી ભૂત પ્રેત પિશાચ પણ તેઓનો અપરાધ કરવા સમર્થ થતા નથી. પરને પીડા કરનાર સત્ય વચન પણ જ્ઞાની બોલે નહીં. કારણ કે સત્ય વચન પણ પરનો નાશ કરનાર એવું બોલવાથી કૌશિક તાપસ નર-

કમાં ગયો. પ્રિય, પથ્ય અને તથ્ય વચન બોલવું તે સત્ય-વ્રત કહેવાય છે. અપ્રિય અને અહિત બોલવું તે સત્ય હોય તોપણ અસત્ય કહેવાય છે. કાણાને કાણો કહેવો, વ્યભિચારીને વ્યભિચારી કહેવો તે પણ સત્ય વચન છે, કિંતુ તેની લાગણી દુઃખાય માટે પરિણામે અસત્ય વચન કહેવાય છે. સત્યવ્રત અંગીકાર કરેલું હોય છે, એવા સાધુઓ તથા ગૃહસ્થો અન્યના આત્માની લાગણી દુઃખાય એવાં સત્ય વચન બોલવા છતાં પણ પરિણામે અસત્ય વચન બોલે છે. કોઇ પણ જીવની લાગણી દુઃખાય એવું વચન બોલવું તે અસત્ય વચન છે. આમ જ્યારે સમજ-વામાં આવે છે તો ભવ્યજીવોએ શામાટે અસત્ય વચન બોલવું જોઇએ ? અસત્ય બોલવાથી અન્યજીવોની હિંસા થાય છે. ક્રોધ, માન, માયા અને લોભાદિ પરિણામના યોગે સત્ય વચન પણ અસત્યરૂપ પરિણામે થાય છે. જે જે સમયે કંઈ પણ ભાષણ કરવું હોય ત્યારે વિચારીને કરવું જોઇએ કે જેથી અસત્ય વચન કહી શકાય નહીં. અસત્ય બોલનાર, પોતાના આત્માને અધઃસ્થિતિમાં મૂકે છે. સત્ય બોલનાર આત્મા, પોતાના આત્માને ઉચ્ચ કોટી ઉપર મૂકે છે. અને તેથી અન્ય ઉપર ઉપકારની વૃષ્ટિ કરી આત્મા, જીવન સુખમય કરે છે. સત્ય બોલનારને પ્રારંભમાં અનેક જાતની વિપ

સત્ય બોલનારને અનેક દુઃખો વેઠવાં પડે છે.

ત્તિઓ ભોગવવી પડે છે. અસત્ય બોલવાની અણી ઉપર આવવું પડે છે. પ્રસંગે આત્મધૈર્યનો પણ વિશ્વાસ ખોવો પડે છે, તો પણ જે વીર પુરૂષો છે તે અનેક દુઃખના પ્રસંગોમાં પણ સત્ય બોલી શકે છે. દુઃખને પણ સુખ કરી માને છે, કોઇનાં દૂષણ વા પાપ ઉઘાડાં થાય અને તેથી દોષીની નિંદા થાય એવું વચન પ્રાણાંતે પણ બોલતા નથી. જે વચન બોલવાથી પોતાના આત્માને શાંતિ મળે અને પરના આત્માને શાંતિ મળે એવી વાણી બોલનાર સત્યવ્રતી જગતમાં અંતે સૂર્યની પેઠે પ્રકાશ કરે છે. હરિશ્ચંદ્ર રાજાએ સત્યવ્રત અંગીકાર કર્યું અને દુઃખના સમયમાં પણ સત્ય બોલ્યા તેથી જગતમાં હાલ પણ તેમનું નામ અમર રહ્યું છે. અનેક મહાત્માઓ સત્ય બોલી અમર પદને પામ્યા છે અને પામશે. ગૃહસ્થાવાસમાં પણ સત્ય બોલનાર સુખી થાય છે. વ્યાપાર વગેરેમાં પણ તે પ્રતિષ્ઠા પામે છે. લોકોમાં તેની કીર્તિ ગવાય છે. સત્ય વચનથી લોકોમાં તેના વચનની પ્રતીતિ પડે છે. સત્ય વચન બોલનારના વચન ઉપર

જગતનો વ્યવહાર પણ સત્યવ્રતથી સારી રીતે ચાલી શકે છે.

વિશ્વાસ આવે છે. ત્રણ જગત્‌માં સત્યના સમાન કોઈ પ્રકાશક વસ્તુ નથી. જો જગત્‌માં સત્ય બોલનાર કોઈ નહોત તો સત્ય સુખ પામી શકાતજ નહીં. કેવળ જ્ઞાની સત્યવક્તા હતા તેથી અનેક જીવોનું કલ્યાણ થયું. સત્ય જાણનાર હોય પણ સત્ય વકતા ન હોય તો અન્ય જીવો સત્યતત્ત્વ શી રીતે સમજી શકે ? જે જીવો જેટલા અંશે સત્ય જાણે છે તે જો સ્વપરને હિતકારક હોય તો તે વચન અન્યને કહેવું જોઇએ. કોઇ ભલે જુઠું બોલી પ્રારંભમાં ઇચ્છિત લાભ મેળવી શકે પણ અંતે જ્યારે તેનું જૂઠું વચન સમજવામાં આવે છે ત્યારે સમૂળગી તેના ઉપરથી પ્રતીતિ ઉઠી જાય છે. કદી તે સત્ય વચન બોલે છે તોપણ લોકો તેનો વિશ્વાસ રાખતા નથી. અસત્યવક્તા પોતાના આત્માને પણ છેતરે છે અને અન્યના આત્માને પણ છેતરે છે. અસત્ય બોલવાથી કોઇપણ ધર્મની ઉત્પત્તિ દેખાતી નથી. અહો ! આ જગત્‌માં અસત્ય જે પુરૂષો બોલતા નથી તેને ધન્યવાદ ઘટે છે. જે પુરૂષો સત્ય બોલે છે તે જગત્‌ને ઉચ્ચ કરવામાં મહામહેનત કરે છે. જે જીવો સત્ય બોલે છે તેજ તેમનું ખરેખર ઉચ્ચ ચરિત્ર છે. સત્ય વચન બોલનારની

> અસત્ય બોલવાથી વિશેષ હાનિ થાય છે.

તીવ્રવૃત્તિ એવી હોય કે તેના પ્રતિ સર્વ જીવોનું આકર્ષણ થાય છે. જ્યાં ત્યાં હાલ પણ સત્ય બોલનારની પ્રતિષ્ઠા જામી રહી છે. યોગપાતંજલ દર્શનમાં લખ્યું છે કે જે યોગી સત્યવ્રતને સાધે છે તે પુરૂષને વચન સિદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેથી જે બોલે છે તે પ્રમાણે સર્વ થાય છે. ધન્ના શેઠની પાંચશેરી સત્ય બોલવાથી પાછી પોતાને ઘેર આવી તેમને સત્ય બોલે છે તેની પાસે સર્વ સંપદાઓ આવે છે.

સત્ય ભાષા શું છે તેનો સિદ્ધાંતાનુસાર નિર્ણય કરવામાં આવે છે. જે ભાષાનું સ્વરૂપ જાણતો નથી તે ભલેને મૌન રહે તોપણ તે મૌની નથી. તે સંબંધી સિદ્ધાંતમાં કહ્યું છે કે—

वयण विभत्ति अ कुसलो वओगय बहुविहं अयाणंतो
जइवि न भासइ किंची नचेववयगुत्तयं पत्तोति ॥ १ ॥

જો બોલનારને ભાષણ કરતાં દોષ લાગે તો મૌન રહેવું જોઈએ, આ વાકયના ઉત્તરમાં આચાર્ય કહે છે કે—મૌન કરતાં પણ દોષ છે અને વિશુદ્ધિવડે લાંબા વખત સુધી બોલતાં છતાં પણ ધર્મ, દાન, ઉપદેશ આદિથી ગુણજ છે. કહ્યું છે કે—

वयण विभत्ति कुसलो, वओगयं बहुविहं वियाणंतो
दिवसंपि भासमाणो, तहावि वयगुत्तयं पत्तोत्ति ॥ २ ॥

ભાષાના ચાર ભેદ છે. નામભાષા, સ્થાપના ભાષા, દ્રવ્ય ભાષા અને ભાવ ભાષા ભાષા પણ પુદ્ગલ દ્રવ્ય છે. જીવ, સ્થિત એવાં ભાષા દ્રવ્યને ગ્રહણ કરે છે પણ ગમન પરિણામવાળાં અસ્થિત ભાષા દ્રવ્યને ગ્રહણ કરતો નથી. જીવ જે સ્થિતભાષા દ્રવ્યને ગ્રહણ કરે છે તે દ્રવ્યાદિક ચાર ભેદથી જાણવાં. દ્રવ્યથી અનંતપ્રદેશી પુદ્ગલસ્કંધ ભાષા દ્રવ્યને ગ્રહણ કરે છે. ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશાવગાઢ ભાષા દ્રવ્યને ગ્રહણ કરે છે. કાલથી એક સમય સ્થિત ભાષા દ્રવ્ય ગ્રહણ કરે છે. યાવત્ અસંખ્યેય સમય સ્થિતિક ભાષા દ્રવ્યને પણ કરે છે. કારણકે પુદ્ગલોનું અસંખ્યકાલ પર્યંત પણ અવસ્થાન છે. ભાવથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમય ભાષાપુદ્ગલોને જીવ ગ્રહણ કરે છે. સમુદાયની વિવક્ષાએ નિશ્ચય પાંચ વર્ણ બે રસ વગેરે હોય છે. કાળો વર્ણ વગેરે પણ એક ગુણ. કાળો યાવત અનન્ત ગુણ કાળો વગેરે સમજી લેવું. સ્પર્શ સંખ્યા આશ્રયી ગ્રહણ દ્રવ્યની અપેક્ષાએ કેટલાંક બે સ્પર્શવાળાં છે પણ એક સ્પર્શ વાળાં નથી કારણ કે એક પરમાણુમાં પણ અવસ્ય બે સ્પર્શનો સંભવ છે.

આત્માના પ્રદેશોની સાથે સંગત એવા અર્થાત્ સ્પર્શાયલાં ભાષા દ્રવ્ય પુદ્ગલોને આત્મા ગ્રહણ કરે છે. આત્માના પ્રદેશોની સાથે એક ક્ષેત્ર અવસ્થિત ભાષા દ્રવ્યને

આત્મા ગ્રહણ કરે છે. આસન્તા આદિ અનુપૂર્વા વિશિષ્ટ ભાષાદ્રવ્યને આત્મા, ગ્રહણ કરે છે. પરદિશાથી આવેલાં ભાષા પુદ્દગલોને આત્મા ગ્રહણ કરે છે. ભાષા બોલનાર અવશ્ય ત્રસનાડીમાં સ્થિત હોય છે, તેથી ભાષકોને ષડ્દિગ્ગત પુદ્ગલોનું ગ્રહણ સંભવે છે

આત્મા, કેવાં પુદ્ગલ ગ્રહણ કરે છે અને કેવાં કાઢે છે તે બતાવે છે.

કોઇ નીરોગતાદિ ગુણયુકત તીવ્ર પ્રયત્યથી આદાન અને નિસર્ગવડે ભિન્ન ખંડખંડ કરેલાં દ્રવ્યને કાઢે છે. કોઇ વ્યાધિગ્રસ્ત મંદ પ્રયત્નવાળો વક્તા, તથા ભૂતસ્થૂલખંડવાળાં ભાષા દ્રવ્યને મૂકે છે. ભિન્ન ભાષા દ્રવ્ય છે તે સુક્ષ્મ અને બહુ હોય છે, તેથી અન્ય દ્રવ્યથી વાસિત થવાથી અનંતગુણ વૃદ્ધિયુકત હોય છે અને તે છ દિશામાં લોકાન્ત વ્યાપ્ત થાય છે. અભિન્ન ભાષા દ્રવ્ય છે, તે સંખ્યાતા યોજન જઇ શબ્દ પરિણામનો ત્યાગ કરે છે.

ભાષા દ્રવ્યનો અવયવવિભાગ પાંચ પ્રકારનો છે—૧ ખંડભેદ, ૨ પ્રતરભેદ, ૩ ચુર્ણિકાભેદ, ૪ અનુતટિકા અને ૫ ઉત્કારિકા ભેદ છે. એ પંચ પ્રકારના ભેદ પણ પશ્ચાનુપૂર્વીએ અનંત અનંતગુણ અધિકારી જાણવા.

તાલ્વાદિ પ્રયત્ન વિશેષથી ઉચ્ચરિત તત્ દ્રવ્યોવડે તત્પ્રાયોગ્ય વાસના યોગ્ય દ્રવ્યોનો પરાઘાત થાય છે. દ્રવ્ય

ભાષાને ઉપયોગપૂર્વક મૂકવાથી ભાવભાષાત્વ કહેવાય છે. ઉપયોગપૂર્વક મૂકાય છે તે ભાવ, અને ઉપયોગવિના મુકાય છે તે દ્રવ્યભાષા જાણવી, હવે ભાવભાષાના ભાષાભેદ છે.

भावेवि होइ तिविहा दव्वे अ सुए तहा चरित्ते य

दव्वे चउहा सच्चा सच्चा मोसा अणुभयाय ।। १५ ।।

ભાવનિક્ષેપમાં પણ ત્રણ પ્રકારની ભાષા છે, દ્રવ્યમાં શ્રુતિમાં અને ચારિત્રમાં. અર્થાત્ દ્રવ્ય, શ્રુત અને ચારિત્રઆશ્રી ત્રણ પ્રકારની ભાષા છે. દ્રવ્યઆશ્રી પણ ભાષાના ચાર ભેદ પડે છે. **૧ સત્યભાષા ૨ અસત્યભાષા ૩ મિશ્ર અને ૪ અસત્યાભાષા.**

અવધારણ શકય પ્રથમ બે ભાષા છે, તેથી તે પર્યાપ્તિ કહેવાય છે. છેલ્લી બે અપર્યાપ્તિ કહેવાય છે. વ્યવહારનયથી ચાર પ્રકારની ભાષા જાણવી અને નિશ્ચયનયથી સત્ય અને અસત્ય એ બે પ્રકારની ભાષા જાણવી. નિશ્ચયનયથી છેલ્લી બે ભાષા છે, તેનો આદ્યની બે ભાષામાં સમાવેશ થાય છે. આરાધનાની અપેક્ષાએ ચતુર્વિધ વિભાગમાં પરિભાષા જ છે. નિશ્ચયથી તો આરાધક અને અનારાધકની અપેક્ષાએ બે પ્રકારની ભાષા છે. વસ્તુતઃ વિચારતાં માલુમ પડે છે કે ભાષાનિમિત એવા શુભ અને અશુભ સંકલ્પમાં આરાધકપણું અને અનારાધકપણું છે.

ભાષાનું આરાધક વા વિરાધકપણું નથી. ચાર પ્રકારની ભાષા બોલતાં આરાધકપણું છે. સમ્યક પ્રવચન માલિન્યાદિ રક્ષણમાં તત્પરતા વડે ચાર પ્રકારની ભાષા બોલતાં આરાધકપણું જ છે.

સત્ય ભાષા દશ પ્રકારની છે.

જનપદસત્ય, સમ્મતસત્ય, સ્થાપનાસત્ય, નામસત્ય, રૂપસત્ય, પ્રતીત્યસત્ય, વ્યવહારસત્ય, ભાવસત્ય, યોગસત્ય, ઔપમ્યસત્ય.

કોકણ દેશમાં પિચ્ચ શબ્દથી પયનું જ્ઞાન થાય છે, તે જનપદ સત્ય ભાષા જાણવી. પંકજ શબ્દથી કમળનું ગ્રહણ થાય છે તે સમ્મત સત્ય ભાષા જાણવી. પંકજશબ્દથી દેડકાનું ગ્રહણ થાય છે તોપણ સર્વનો પ્રતિહાર કરી રૂઢીથી કમલનું ગ્રહણ કર્યું. જિનપ્રતિમામાં જિનનો વ્યવહાર કરવો તે સ્થાપના સત્ય જાણવું. ધનરહિત એવો પણ ધનપતિ બોલાય તે નામસત્ય જાણવું. યતિશબ્દનો તેના રૂપવતપણામાં ઉપચાર કરવો તે રૂપસત્ય ભાષા જાણવી. એક ફલ છે તે અન્ય ફળની અપેક્ષાએ અણુ છે તેમજ અન્ય ફળની અપેક્ષાએ મોટું છે તેમજ અનામિકા કનિષ્ઠિકાની અપેક્ષાએ લાંબી છે અને મધ્યમની અપેક્ષાએ ટુંકી છે, ઈત્યાદિ દષ્ટાંતસિદ્ધ પ્રતીત્ય ભાષા જાણવી. નદી પીવાય છે, પર્વત બળે છે, ભાજન ગળે છે. અનુદરા

કન્યા છે, ઈત્યાદિ વ્યવહાર ભાષા જાણવી. વસ્તુતઃ જોતાં નદીમાં રહેલું જળ પીવાય છે, પર્વત ઉપર રહેલાં તૃણ બળે છે. ભોજનમાં રહેલું જળ ગળે છે, ઇત્યાદિ જગત્‌માં વ્યવહાર થાય છે, માટે તે વ્યવહાર સત્ય ભાષા જાણવી. સત્ અભિપ્રાય પૂર્વક કહેલી ભાવ સત્યભાષા જાણવી. જેમ પારમાર્થિક કુંભ જણાવવા નિમિત્તે કહેલ કુંભ શબ્દ તથા ધોળી બગલી વગેરે દૃષ્ટાંતો જાણવાં. વસ્તુમાં જે વસ્તુના યોગે ઉપચાર થાય છે, તે યોગ સત્ય ભાષા જાણવી. ઉદાહરણ જેમ છત્રી, કુંડલી, દંડી, વગેરે છત્ર કુંડલ અને દંડનો ઉપચાર કરી છત્રી કુંડલી દંડી વગેરે ભણાય છે. ઉપમાથી જે વસ્તુ કહેવાય છે તે ઉપમા સત્ય ભાષા જાણવી—ચંદ્રમુખી સ્ત્રી, સિંહસમાન પુરૂષ; ઇત્યાદિ ઔપમ્ય સત્યના ભેદો જાણવા.

**અસત્ય ભાષા.**

દ્રવ્ય, ક્ષેત્ર; કાલ, ભાવથી અસત્યભાષા ચાર પ્રકારની કહેવાય છે. દ્રવ્યથી સર્વ દ્રવ્ય સંબંધી અસત્ય બોલવું. ક્ષેત્રથી લોક અને અલોકમાં, કાલથી દિવસ અને રાત્રી સંબંધીમાં; ભાવથી ક્રોધાદિ સંબંધમાં; દ્રવ્ય અને ભાવનાસંયોગમાં ચતુર્ભંગી જાણવી. કેટલાક દ્રવ્યથી જૂઠું બોલે છે પણ ભાવથી જૂઠું બોલતા નથી. જેમ કોઈ શિકારી કોઈ દયાળુને પૂછે કે તેં અત્રથી જતાં મૃગલાં દીઠાં, ત્યારે તે ના કહે, આમાં ન દીઠાં એમ

કરતાં દ્રવ્યથી જૂઠું બોલાયું, પણ પરિણામ શુભ છે. માટે ભાવથી જૂઠું ન બોલાયું એમ સમજવું.

કેટલાક ભાવથી જૂઠું બોલે છે પણ દ્રવ્યથી જૂઠું બોલતા નથી, કેટલાક દ્રવ્યથી અને ભાવથી મૃષાવાદ બોલતા નથી. ક્રોધ, માન, માયા, લોભ, પ્રેમ, દ્વેષ, હાસ્ય, ભય, આખ્યાયિકા, ઉપઘાત પરિણામ એ દશ પ્રકારે અસત્યભાષા જાણવી. ક્રોધાદિ પરિણામથી કષાય યોગિક કર્મ બંધાય છે; માટે તત્ સંબંધી ભાષાને પણ અસત્ય ભાષા કહે છે, એ દશ પ્રકારની **અસત્યભાષા** પણ પ્રશસ્ત પરિણામના યોગવડે સત્યભાષા છે. જૈન ધર્મ ઉપર દ્વેષ અને મોહથી જે ભાષા બોલવામાં આવે છે તે **અસત્ય ભાષા** છે. તેમાં દશ પ્રકારની ભાષાનો અંતર્ભાવ થાય છે, તોપણ દશ પ્રકારે વિભાગ અનાદિ સંસિદ્ધ છે તેથી ભેદ પાડયો છે.

## સત્યામૃષાભાષા ત્રીજીના દશ ભેદ છે.

૧ **ઉત્પન્નમિશ્રિતા**—કોઈ સ્થાનમાં પાંચ છોકરાં જન્મ્યાં અને કહેવું કે દશ છોકરાં ઉત્પન્ન થયાં છે.

૨ **વિગતમિશ્રિતા**—કોઈ ગામમાં ન્યૂન વા અધિક મરે છે, તે કહેવું કે આજ આ ગામમાં દશ મરી ગયા.

૩ **ઉત્પન્નવિગતમિશ્રિત ભાષા**—ઉત્પન્ન વા વિગત, ન્યૂન વા અધિક હોય, તોપણ કહેવું કે આ ગામમાં

દશ ઉત્પન્ન થયા, દશ મરણ પામ્યા.

૪ **જીવમિશ્રિત ભાષા**—ઉભયરાશિ વિષય હોય તોપણ અજીવ દ્રવ્યને વર્જીને કહેવું કે આ બહુ જીવરાશિ છે તેમાં જીવાંશે સત્યપણું છે, અજીવાંશે અસત્યપણું છે, માટે મિશ્રભાષા સમજવી.

૫ **અજીવમિશ્રિત**—જીવ અને અજીવ, ઉભયની રાશિ હોય અને તેમાંથી જીવરાશિ વર્જીને કહેવું કે આ બહુ અજીવરાશિ છે.

૬ **જીવાજીવમિશ્રિત**—જીવાજીવની રાશિમાં અધિક વા ન્યૂન સંખ્યાનો પ્રયોગ કરવામાં આવે. મરેલા અને જીવતા સંખ્યાદિકમાં આટલા મર્યા અને આટલા જીવે છે.

૭ **અનન્તમિશ્રિત ભાષા**—અનંત જેમાં જીવ હોય એવી વનસ્પતિમાં પત્રાદિની અપેક્ષાએ અનંત જીવન હોય તોપણ કંદ મૂળ વગેરેને સર્વ પ્રકારે કહેવું કે આ અનંતકાય છે.

૮ **પરીતમિશ્રિત ભાષા**—અનંતકાય લેશ વડે સહિત મ્લાન મૂળાદિમાં આ પરીત છે, એમ કહેવું તે આ ભાષા પરીતાંશમાં સત્ય છે અને અનંતાંશમાં અસત્ય છે માટે સત્યામૃષા કહેવાય છે.

૯ **અદ્ધામિશ્રિત ભાષા**—જ્યાં પ્રયોજનના વશથી દિવસ રાત્રીનો વિપર્યાસ કહેવાય છે–રાત્રી છતાં કોઇ કહે

કે ઉઠ ઉઠ સૂર્ય ઉગ્યો, તેમ દિવસ છતાં કોઇ કહે કે ઉઠ ઉઠ રાત્રી પડી ગઈ.

**૧૦ અદ્ધાદ્ધામિશ્રિત ભાષા**—રાત્રી વા દિવસના પ્રહરાદિ ભાગને અન્ય અન્યપ્રહરથી મિશ્રિત કરી બોલવો. જેમ પ્રથમપ્રહર વર્તતાં છતાં કહેવું કે ચાલચાલ મધ્યાન્હ થયો.

હવે ચોથી **અસત્યામૃષાના** ભેદો કહે છે.

અસત્યામૃષાભાષા બાર પ્રકારની છે ૧ આમંત્રણી ૨ આજ્ઞાપની ૩ યાચની ૪ પૃચ્છની ૫ પ્રજ્ઞાપની ૬ પ્રત્યાખ્યાની ૭ ઇચ્છાનુલોમા ૮ અનભિગૃહીતા ૯ અભિગૃહીતા ૧૦ સંશયકરણી ૧૧ વ્યાકૃતા ૧૨ અવ્યાકૃતા.

દેવતા, નારક અને મનુષ્યોને સત્યાદિ ચાર પ્રકારની ભાષા હોય છે. વિકલેન્દ્રિય જીવોને **ચોથી અસત્યામૃષા** હોય છે.

શ્રુતવિષયક ભાવભાષા ત્રણ પ્રકારની છે; સત્ય, અસત્ય અને અસત્યામૃષા. સમ્યગ્ ઉપયોગીને આગમાનુસારે બોલતાં વિશુદ્ધાશયપણાથી સત્ય ભાષા હોય છે. સમ્યગ્ દૃષ્ટિ શ્રુતવિષયક સત્યભાષા બોલી શકે છે. અનુપયોગપણાથી સમ્યગ્દૃષ્ટિને બોલતાં અસત્ય ભાવ મૃષા ભાષા કહેવાય છે. મિથ્યાત્વીજીવને તેઃ ઉપયોગથી બોલતાં વા અનુપયોગથી બોલતાં સર્વ શ્રુતગોચર અસત્યભાષા જાણવી,

ઉન્મત્ત વચનની પેઠે જાણવી.

શ્રુતજ્ઞાનના સૂત્રોનું પરાવર્તન કરતાં ઉપયોગપણે જે બોલે છે તેને **અસત્યામૃષા ભાષા** હોય છે. સૂત્રમાં ઘણું કરી આમંત્રણી આદિરૂપ અસત્યા મૃષાભાષા હોય છે. અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલ જ્ઞાનમાં ઉપયુક્ત થએલો જે બોલે છે તેપણ ભાષા, **અસત્યામૃષા** કહેવાયછે. આમંત્રણીવત્ જાણવું. શ્રુતભાવ ભાષાનું કથન કર્યું.

હવે ચારિત્ર સંબંધી ભાવભાષા કહે છે.

જે ભાષા બોલતાં ચારિત્રની વિશુદ્ધિ થાય તે ચારિત્ર સંબંધી સત્યભાષા જાણવી. જે ભાષા બોલતાં ચારિત્ર ન રહે તે **અસત્યભાષા** જાણવી. એ બે ભાષાઓ ચારિત્રમાં ભાવ આશ્રયી જાણવી, દ્રવ્યથીતો અન્યભાષાઓનો પણ ભાષકને સંભવ છે. દ્રવ્યથી સાધુને સત્ય અને **સત્યામૃષાભાષા** બોલવાની અનુજ્ઞા છે.

## गाथा.

दो चेव अणुमायाओ, वोत्तुं सच्चा अ सच्चमोसाय
दोन्निय पडिसिद्धाओ, मोसाय असच्चमोसाय ॥ १ ॥

અનુમતી આપેલી એવી બે ભાષાઓ પણ સાધુ સ્વપરનું હિત થાય તેવી રીતે બોલે. કોઇ વસ્તુનો આરંભ

થાય અને તેથી લાખો જીવોનો નાશ થાય એવી ભાષા સાધુ બોલે નહિ, આવ, બેસ, ઉભો રહે, ઈત્યાદિ ભાષાથી અસંયતને બોલાવતાં અયતના પ્રવૃત્તિ તે કરે તેથી સાધુને દોષ લાગે, માટે સાધુ ઉપયોગથી વચન સમિતિથી બોલે, તે સંબંધી કહ્યું છે કેઃ—

दोसे गुणय नाउणं जुत्तीए आगमेण य
गुणा जह ण हायति, वत्तव्वं साहुणा तहा. ॥ १ ॥
महेसिणो धम्मपरायणस्स, अज्झप्प जोगेपरिणिठिअस्स
पभासमाणस्स हियंमियं च, करेइ भासाचरणं विसुद्धं ॥ २ ॥

યુક્તિ અને આગમવડે દોષો અને ગુણોને જાણીને ગુણો અને ચારિત્રપરિણામવૃદ્ધિહેતુઓ નાશ જેમ ન પામે તેમ સાધુએ બોલવું.

ચારિત્રમાં તત્પર તથા અધ્યાત્મ યોગમાં નિષ્ઠા પામેલા એવા મુનીશ્વરને ભવિષ્યકાલમાં ગુણકારક મિત બોલતાં ચારિત્રની વિશુદ્ધિ ભાષા કરે છે, ચારિત્રની શુદ્ધિવડે મોહનો મોહનો ક્ષય કરી કેવલજ્ઞાન લક્ષ્મીને પામે છે, શૈલેસીકરણ કરી અંતે મોક્ષનું શાશ્વત સુખ પામે છે.

ભાષાનું જ્ઞાન થયા વિના સાધુઓ ભાષાસમિતિ રાખી શકતા નથી. સાત નયાદિ જ્ઞાનથી તથા ચાર નિક્ષેપાના જ્ઞાનથી ભાષા સમિતિની શુદ્ધિ થાય છે. શાસ્ત્રકારો કહે

છે કે ભાષાનું જે રહસ્ય યથાર્થ જાણતો નથી તે ઉપદેશ દેવાને લાયક નથી. કારણ કે તત્ત્વોનું જ્ઞાન થયા વિના તથા અપેક્ષા સમજ્યા વિના ઉંધું ભાષણ કરી શકે તેથી શ્રોતાઓને વિપરીત શ્રદ્ધા થવાથી મહાદોષ પ્રાપ્ત થાય છે.

ઉત્સૂત્ર ભાષણથી અનંતકાલ સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. ચોથું વ્રત કોઈ અંગીકાર કરે છે તો તેની શુદ્ધિ આલોચનાથી થઇ શકે છે પણ જે જાણીને ઉત્સૂત્ર ભાષણ કરે છે તેની શુદ્ધિ શી રીતે થઈ શકે ?

હાલના સમયમાં ભાષાના રહસ્ય જે સાધુઓ તથા ગૃહસ્થો જાણતા નથી તેમનાં વચન, નિરવદ્યપણાને ભજતાં નથી.

**સત્યતત્ત્વનું** જ્ઞાન થયાવિના સત્યભાષા બોલી શકાતી નથી. કેટલાક લોકો અભિમાન ધારણ કરીને કહે છે કે અમો સત્ય ભાષણ કરીએ છીએ. જે એવી રીતે અભિમાન ધારણ કરે છે પણ સત્ય તત્ત્વનયોની અપેક્ષા જાણતા નથી તે એકાંત તત્ત્વનું ભાષણ કરી પોતે બુડે છે અને અન્યને પણ બુડાડે છે. માટે સિદ્ધાંતનું જ્ઞાન કરી ઉપયોગપૂર્વક બોલવા પ્રયત્ન કરવો, સાધુ, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી હિતકર ભાષા બોલી જિનાજ્ઞાનું પરિપાલન કરી અનંત સહજ સમાધિ સુખ પામે છે, માટે પૂર્વોક્ત ભાષાનું સ્વરૂપ જાણી, વ્યવહારથી અને નિશ્ચયથી સત્ય

ભાષા બોલવી. સત્ય બોલવાથી આત્મા અન્ય જીવો ઉપર અત્યંત ઉપકાર કરે છે.

કેટલાક જીવો સત્ય સમજીને સત્ય બોલે છે તેમને ધન્યવાદ ઘટે છે. સત્ય ભાષણ કરવામાં જે મનુષ્યો ભય પામે છે તે આત્મોન્નતિ કરી શકતા નથી. પ્રથમના સમયમાં અનેક મહાત્માઓ ધૈર્ય ધારણ કરી સત્ય બોલ્યા છે. સત્ય બોલવાથી ધર્મનો ફેલાવો થાય છે. જે મનુષ્યો સત્યભાષારૂપ દેવની આરાધના કરે છે, તેમનાં મનોવાંછિત સહેજે ફળે છે.

સત્ય બોલવામાં કંઇ ધન ખર્ચવું પડતું નથી. આત્મા જો દૃઢ સંકલ્પથી ધારે તો સત્ય બોલી શકે છે. ખરેખર સત્ય બોલવાથી જીભ્હા પવિત્ર થાય છે.

જે જે પ્રસંગે હે ભવ્યો ! તમો બોલો તે તે સમયે વિચારીને બોલો. સ્વાર્થની ખાતર પરમાર્થનો નાશ કરશો નહીં, તમારા આત્માની નિર્મળ દશા કરવી તમારાજ હસ્તમાં છે. તમે ધારો તે કરી શકવા સમર્થ છો. ત્યારે તમે શામાટે અસત્ય વચન વદો છો ? તમારો આત્મા સત્ય બોલવાથી સૂર્યની પેઠે પ્રકાશ કરનારો થશે. સત્યથી ભવસાગર તરી શકશો.

જગત્‌ની અને આત્માની ઉન્નતિ ઇચ્છતા હો તો સત્ય સંભાષણ કરો, દયા ધર્મનો ફેલાવો કરવા ઇચ્છા

હોય તો સત્ય સંભાષણ કરો. જે દેશમાં જે કાલમાં મનુષ્યો વિશેષતઃ સત્ય સંભાષણ કરે છે તે દેશની તે સમયે ઉન્નતિ થયા વિના રહેતી નથી.

સત્ય બોલવું એ ખરેખર ધર્મ છે. ખરા અંતઃકરણથી તમે સત્ય બોલવાની ઈચ્છા કરો. સત્યની સ્તુતિ કરો; કદાપી અસત્ય બોલાઈ જાય તો તે સંબંધી મનમાં પશ્ચાત્તાપ કરો અને ફરીથી અસત્ય ન બોલાય તેમ દૃઢ સંકલ્પ કરો. સત્ય બોલતાં સંકટ પડે તો પણ સત્યજ વદશો. દેવતાઓ પરીક્ષા લેવા આવે તોપણ તમે સત્યજ વદશો. સત્યભાષકને મંત્ર તંત્ર ફળ આપે છે. ભૂતાદિ દોષનો ઉપદ્રવ દૂર કરવામાં સત્ય ભાષણ અમૂલ્ય મંત્ર છે. હું સત્ય બોલીશ, સત્ય એ મારો ધર્મ છે, એમ દૃઢ સંયમ કરશો. જેમ જેમ તમે દરરોજ સત્ય બોલવાની પ્રવૃત્તિ વધારશો તેમ તેમ તમારામાં આત્મબળની વૃદ્ધિ થશે અને પછીથી તમે સહેજે સત્ય બોલી શકશો અને તેથી તમે જગત્‌માં પૂજ્યપદને પ્રાપ્ત કરશો. હે ભવ્યો! અમૂલ્ય જીવ્હા પામીને તમે પ્રાણાંતે પણ અસત્ય ભાષણ કરશો નહી. ઉત્સર્ગ અને અપવાદ માર્ગ સમજી સત્ય વ્રતમાં સ્થિર રહેશો.

જગત્‌જનોની અસત્ય ભાષણ પ્રવૃત્તિની ધમંધમા જોઈ તથા તેમાં તાત્કાલિક થતો લાભ જોઈ પતંગીયું જેમ દીપકમાં કૂદી પડે છે, તેમ તમો પડશો નહીં, સત્ય બોલ-

વાથી અંતે તમારો વિજય છે. સત્ય ભાષણ શક્તિથી તમે સર્વ પ્રકારની રૂદ્ધિ પ્રાપ્ત કરશો. તમારા આત્માને લાગેલાં કર્મ ખરી જશે. બાળકો પુરૂષો તથા સ્ત્રીઓએ દુનિયામાં અનેક જાતની પ્રવૃત્તિ કરતાં સત્ય સંભાષણ કરવું. પ્રતિદિન સત્ય સંભાષણની પ્રવૃત્તિથી સર્વ કાલમાં સર્વ દેશની સર્વ બાબતમાં ઉન્નતિ થાય છે. સત્યના માટે તમે વાંચશો એટલે હૃદયમાં કંઇક અસર થશે. સત્ય બોલવાની ઇચ્છા થશે, પણ પશ્ચાત્ ભૂલી જવાના ! માટે એક ટેકથી સત્ય બોલવાની સ્મૃતિ રાખી સત્યજ બોલશો. સત્ય બોલવાથી તમારૂં વર્તન દેખી, લાખો મનુષ્યોને સત્યની રૂચિ થશે. અને તેથી સ્વપર માટે સુખના માર્ગ ખુલ્લા કરી; અંતે પરમ સહજ સુખ પ્રાપ્ત કરશો.



## ૭

અસ્તેય.

## ( ચોરીનો ત્યાગ. )



ચોરી કરવી નહીં એમ મહાત્માઓ સદુપદેશ આપે છે. તેની અંદર ગુપ્ત રહસ્ય સમજાય છે. જૈન શાસ્ત્ર, વેદાન્ત શાસ્ત્ર, આદિ જે જે દુનિયામાં મોટા મોટા લોકોની દૃષ્ટિએ ધર્મ માલુમ પડે છે; તેમાં ચોરીનો ખાસ ત્યાગ કરવા

ફરમાવ્યું છે. ચોરીનો ત્યાગ કરવો એ મહાવ્રત ગણાય છે. **ચોરી કરવાથી પોતાને અને પરને શાન્તિ મળતી નથી.**

જે જીવો ચોરી કરે છે, તેઓ પારકાના પ્રાણનો નાશ કરે છે. ચોરી કરવાથી અનેક ઘોર કુકર્મ થાય છે. ચોરી કરવાથી આ ભવમાં અને પરભવમાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે. ચોરી કરનારને મનુષ્યો ચોર કહી બોલાવે છે. ચોરની મનવાણી અને કાયામાં શાંતિ ભાસતી નથી. ચોરી કરનાર પ્રાયઃ સત્ય બોલી શકતો નથી. તેમજ ચોરી કરનાર અનેક પ્રાણિયોની દ્રવ્ય અને ભાવથી હિંસા કરે છે. ચોરી કરનાર વ્યભિચારી પણ બને છે. ચોરી કરનારનો કોઈ વિશ્વાસ રાખતું નથી. ચોરી કરનારની કીર્તિ રહેતી નથી. ચોરી કરનાર એમ જાણે છે; કે, હું ચોરી કરૂં છું. તેને કોઇ દેખી શકતું નથી. પણ પરમાત્મા–સર્વજ્ઞ દેખે છે.

ચોરી કરવામાં સુખને બદલે દુ;ખ છે.

ચોરી કરનારાઓ એમ સમજે છે કે, અમે ચોરી કરીને સુખ મેળવીશું. પણ ઉલટું તેમને સુખને બદલે દુઃખજ પ્રાપ્ત થાય છે. ચોર પકડાય છે. તો તેને રાજા વધ, બંધન, કે કેદખાના વગેરેની સજા કરે છે. ચોરી કરનાર એક ઠેકાણે ઠરીને બેસી

શકતો નથી. ચોરનું કાળજુ સદાકાળ ધડકતું રહે છે, "રખે કોઇ મને પકડશે" એમ તેના મનમાં ભય રહેવાથી ઉંઘી શકતો પણ નથી. ચોરી કરનારનું ધન અન્ય મનુષ્યો ભોગવે છે. તેનો ભોગવટો તે લઈ શકતો નથી.

ચોરના મનમાં ખરાબ વિચારો આવે છે.

ચોરી કરનારનું મન આર્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં વર્તે છે. ચોરી કરનાર ગમે તેનું કપટથી ચોરે છે. કોઈને મારીને ચોરી કરે છે. કોઇને કુવામાં વા દરિયામાં પાડીને ચોરી કરે છે. કોઇને જૂઠું સમજાવી ચોરી કરે છે. કોઇનો વિશ્વાઘાત કરીને ચોરી કરે છે. ચોરી કરનાર અહર્નિશ પાપનાજ વિચારો કરે છે. હિંસા અને લડાઈના કુવિચારો તો ચોરના મનમાં ઘર કરીને રહે છે. ચોરની દૃષ્ટિ જયાં ત્યાં આડી અવળી તાકતી ફરે છે. ચોરની મન વાણી અને કાયામાં અનેક પાપચેષ્ટાઓ થયા કરે છે. ચોર પાપથી પ્રતિદિન વિશેષ લેપાતો જાય છે. ચોરનું મરણ પણ દુઃખથી ભરપૂર હોય છે. ચોર પોતાની નિંદા અપકીર્તિ સાંભળીને મનમાં પણ દુઃખી થાય છે. પણ તેની ખરાબ ટેવ પડેલી હોય છે, તે મહા પ્રયત્ને છૂટે છે. ગમે તે જાતિમાં જન્મ્યો હોય પણ ચોરી કરનાર તે ચોરજ ગણાય છે.

જલધિમાં નાખેલો લોઢાનો ગોળો જેમ તળીએ બેસે છે, તેમ ચોર પણ પાપ કર્મ કરી અંતે નીચ ગતિમાં જન્મ લે છે, અને ત્યાં અનેક પ્રકારનાં દુ:ખો ભોગવે છે. ચોરી કરનારનો આત્મા બહુ મલિન બને છે. તેથી તેને ધર્મનો વિચાર થતો નથી. પરભવ વા દુર્ગતિમાં ગએલા જીવો રૌરવ દુ:ખો ભોગવે છે.

ચોર અંતે મરીને દુર્ગતિમાં જાય છે.

ચોરી કરતાં ચોરના આત્માનું ધન લૂંટાય છે. ચોરના ઘરની પણ ચોરી કરનાર દુર્ગુણો રૂપી ચોરો છે. ચોરના મનમાં જે જે ખરાબ વિચારો થાય છે તે ખરાબ વિચારો પોતે ચોરના આત્માની જ્ઞાન દર્શન ચારિત્રરૂપી રૂદ્ધિને લૂંટે છે. ચોરના આત્મામાં જે જે સદ્‌ગુણો હોય છે તે સર્વનો નાશ કરનારા દુર્ગુણોરૂપ ચોરોના પ્રતિ ચોર જોઇ શકતો નથી. ચોર અન્યની ચોરી કરે છે એમ પોતે માને છે, પણ ખરેખર તે છેતરાય છે. ક્રોધ, માન, માયા, લોભ, હિંસા, અને સ્વાર્થ આદિ દુર્ગુણો રૂપ ચોરો જેણે જાણ્યા નથી, તે અન્યનું ધન વાપરવા ઇચ્છે છે, પણ જે સમજે

ચોરી કરતાં ચોરના આત્માનુ ધન લૂંટાય છે.

છે તે આવી પાપ વૃત્તિને મનમાં ધારતો નથી.

છાબડીએ કદી સૂર્ય ઢંકાતો નથી. પરાળમાં ઢાંકવાથી શેલડી છાની રહેતી નથી. તરણુ આડું ધરવાથી ચંદ્રનો પ્રકાશ ઢંકાતો નથી. તેમ ચોરી કરનાર પણ અંતે ચોર તરીકે ઓળખાય છે. પાપને પગ નથી પણ તે છાપરે ચઢીને બોલે છે. ગમે તેવા ચોરીના કરનારાઓ પણ અંતે પકડાય છે, અને તેઓને અનેક દુઃખો પડેલાં સાંભળીએ છીએ. આપણી આંખે પણ ચોરોને અનેક પ્રકારનાં દુઃખ થાય છે, તે જોવામાં આવે છે. ચોરનારની ચાર આંખો છે પણ પકડનારની પાંચ આંખો છે. ગમે ત્યાં જાઓ પણ અંતે ચોરનો પત્તો લાગે છે. કદાપિ આભવમાં કોઈ ન પકડાય તો પણ તે ચોરી જેવું કર્મ કરી કર્મરાજાના પાશમાં તો સપડાયેલો છે.

| |
|---|
| ચોર પોતાને શાહુકાર જણાવવા બહુ પ્રયત્ન કરે છે; પણ અંતે પાપનો ઘડો ફૂટે છે. |

કોહ્યા કાનની કૂતરી જેમ જ્યાં જાય ત્યાં અપમાન પામે છે. કોઈ તેને બેસવા દેતું નથી. તેમ ચોરનો પણ અવિશ્વાસ લાવી કોઇ તેને બેસવા દેતું નથી. તેના ઉપર કોઇને વિશ્વાસ આવતો નથી. અમુક ચોર છે,

| |
|---|
| કોહ્યા કાનની કૂતરીની પેઠે ચોર અપમાન પામે છે. |

એમ જાણવામાં આવે છે તો તેની સાથે વિશ્વાસથી લેવડ દેવડ કરી શકતું નથી. ચોરને કોઈ નોકરીમાં પણ રાખતું નથી. સૂઈ રહેવા સ્થાન પણ કોઇ આપતું નથી. તેને કોઇ પોતાનું ઘર પણ દેખાડતાં બીએ છે. ચોરને કોઈ સન્માનથી બોલાવતું નથી. ચોરી કરનાર જ્યાં ત્યાં હડકાયા કુતરાની પેઠે હડધૂત થાય છે. બને તો તેને કોઈ મારી નાંખે છે.

મીઆં ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઊંટે.

મીઆં પારકું ધન મૂઠીએ મૂઠીએ ચોરીને ભેગું કરે છે. પણ અલ્લા તેનું ભેગું કરેલું ધન ઉંટ ભરીને લેઇ જાય છે. કહેવાનો તાત્પર્યાર્થ એ છે કે, જેટલું ચોરવામાં આવે છે, તેનાં કરતાં ત્રણચાર ઘણું ચાલ્યું જાય છે. માટે આત્માર્થી જીવ ચોરબુદ્ધિનો ત્યાગ કરે છે. જેમ અકરાંતિયાપણું ધારણ કરીને ખાવામાં આવે છે, તો ઉલટું અનેક પ્રકારના રોગ થાય અને દુઃખનું પાત્ર બનવું પડે છે, તેમ ચોર વૃત્તિથી પણ ભેગું કરેલું ધન ચાલ્યું જાય છે. તેમાં પણ ન્યાયથી ભેગું કરેલું ધન હોય છે તે પણ ચાલ્યું જાય છે.

**બાલ્યાવસ્થામાંથી ચોરી કરનારાઓની સંગત થવાથી ચોરી કરવાનું મન થાય છે. પ્રથમથી**

ચોરની સંગતથી કુકર્મી થાય છે.

નાની નાની ચોરીઓ કરતાં મોટી ઉમર થતાં મોટી ચોરીઓ કરાય છે. જેના માબાપમાં ચોરી કરવાની ટેવ હોય છે; તેના પુત્રોમાં ચોરી કરવાની ટેવ નાનપણથી પ્રાયઃ પડે છે. તેમજ જેના સોબતીઓમાં ચોરી કરવાની ટેવ હોય છે, તેનામાં પણ ચોરી કરવાની ટેવ પડે છે. પૂર્વભવમાં જેણે ચોરવૃત્તિનું વિશેષતઃ સેવન કરેલું હોય છે, તેને આ ભવમાં ચોરી કરવાની સહેજે ટેવ પડે છે. જે લોકો અજ્ઞાન દશામાં હોય છે તે દ્રવ્યથી અને ભાવથી ચોરી કરે છે. ચોરી કરવાથી મનોવૃત્તિ પાપમાંજ ઘસડાતી જાય છે. જ્યારે ત્યારે પણ ચોરી કરનાર દુઃખજ પામે છે. નાઠેલાનું ધન લઈ લેવું તે પણ એક જાતની ચોરી છે.

તેમજ કોઈનું ધન ભુલમાંથી પડેલું હોય તેને લેઇ લેવું અને મનમાં એમ વિચારવું કે હું ક્યાં ચોરી કરવા ગયો હતો. સહેજે ધન મળ્યું છે તે પણ ચોરીજ છે. કોઇનું ધન વિસરી ગયેલું લેઈ લેવું તે પણ ચોરી છે. જૂઠી સાક્ષી પુરીને કોઇનું ધન લઈ લેવું તે પણ ચોરી છે. કોઇએ વિશ્વાસુ જાણીને પોતાના ઘેર થાપણ મૂકી હોય તેને પચાવવી તે પણ એક જાતની ચોરી છે. ધણીને છેતરી દાણુ ન આપવું તે પણ એક જાતની ચોરી છે, કોઇની કીધા વિના વસ્તુ લેઇ લેવાથી

ચોરીના ભેદ.

સામા મનુષ્યના હૃદયમાં ધાસકો પડે છે. તેનો આત્મા કલ્પાંત કરે છે. ધન એ અગીયારમો પ્રાણ છે, તેને લેઈ લેવાથી અન્યના આત્માનો નાશ કર્યો કહેવાય છે. ' કુડે તોલે કુડે ' પણ અન્યાયથી ચોરી કરાય છે, ચોરો ચોરી કરીને જે વસ્તુ લાવ્યા હોય તે વસ્તુને ખરીદનાર પણ ચોરી કરનાર જાણવો. સાકર, ખાંડના જેવી અન્ય વસ્તુનો પણ અન્ય વસ્તુમાં ભેળ કરીને જે વ્યાપાર કરે છે તેને પણ ચોરીનો દોષ છે. રાજ્ય વિરૂદ્ધ વ્યાપાર કરવાથી પણ ચોરીનો દોષ લાગે છે. જે સમયમાં જે રાજા હોય તેણે કોઇ વસ્તુનો નિષેધ કર્યો હોય તેને લેવાથી વેચવાથી પણ ચોરીનો દોષ લાગે છે. **પરઠવ્યા ભાવથી ઓછું આપવું તે પણ એક જાતની ચોરી છે.** રાજાએ કોઇ વસ્તુ પરદેશમાંથી દેશમાં લાવવાનો નિષેધ કર્યો હોય તેને દેશમાં લાવવાથી ચોરીનું પાપ લાગે છે. અધ્યવસાયના ભેદે ચોરીના અનેક પ્રકારના ભેદ પડે છે. ચોરી બે પ્રકારની છે, દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યથી કોઇની વસ્તુને છાનામાના લેઈ લેવી તે ચોરી કહેવાય છે. પગ્જડ વસ્તુને વા પર જીવને લેઇ લેવો તે ભાવથી ચોરી કહેવાય છે. કર્મની વર્ગણાઓ પર વસ્તુ છે. તેને રાગ દ્વેષના યોગે ખેંચવી તે ભાવ થકી ચોરી છે, મિથ્યાત્વ કર્મ ગ્રહણ કરવું તે પણ ભાવથી ચોરી છે. ચાર નિક્ષેપાના યોગે ચોરીના પણ ચાર ભેદ પડે છે. નામ ચોરી, સ્થાપના ચોરી, દ્રવ્ય ચોરી, અને ભાવ ચોરી. દ્રવ્ય,

ક્ષેત્ર, કાળ અને ભાવ યોગે ચોરીના ચાર ભેદ પડે છે. કેટલાંક મનથી ચોરી કરે છે પણ શક્તિના અભાવે બાહ્યથી ચોરી કરી શકતા નથી તેવા જીવો પણ કર્મ બાંધે છે. કેટલાક જીવો મનમાં પણ ચોરીનો વિચાર કરે છે અને શરીરદ્વારા ચોરી કરે છે તેવા જીવો વિશેષતઃ કર્મ બાંધે છે.

ચોરી નહિ કરવાથી ઉત્પન્ન થતા સદ્ગુણો.

જે જીવ ચોરી કરતા નથી તે દયાવ્રત અને સત્યવ્રત પાળી શકે છે. ચોરીનો ત્યાગ કરનાર આ ભવમાં સુખ, કીર્તિ—પ્રતિષ્ઠા અને પરભવમાં ઉત્તમ અવતાર પામી શકે છે. ચોરીનો ત્યાગ કરનાર ઉપર સર્વેને વિશ્વાસ ઉત્પન્ન થાય છે. વ્યાપાર વગેરેમાં ચોરી નહિ કરનાર લાભ મેળવે છે. પ્રામાણીકપણે ધંધો ચલાવનાર અંતે સુખી થાય છે. જગત્માં પ્રામાણિકપણાની શ્રેષ્ઠ પદવીનો ભોક્તા તે બને છે રાજવ્યવહાર વ્યાપાર, નોકરી, રાજદરબારમાં ચોરી નહિ કરનાર ઉત્તમ પદવીનો ભોક્તા બને છે. અનેક પ્રકારનાં વિઘ્નોનો નાશ થાય છે અને વ્હાલી વસ્તુઓ મળે છે. ચોરી નહિ કરનારની કીર્તિ જગત્માં પ્રસરે છે. ચોરી નહિ કરનારને દેવતાનાં સુખ મળે છે.

ગમે તેવી પણ ચોરીની ટેવનો નાશ કરવો હોય તો આત્મબળથી તે થઈ શકે છે. આત્મબળથી ચોરીની ટેવ વાર-

આત્મબળથી ચોરીની ટેવ ત્યાગી અનેક પુરૂષો સુખ પામ્યા.

વામાં પ્રયત્ન કરવો જોઇએ. ચોરી નહિ કરવી તેમાં જરા માત્ર પણ મહેનત પડતી નથી. આત્મા જે જે ધારે છે તે તે કરી શકે છે. કેટલાક બાયલા જેવા બનીને કહે છે કે ચોરીની ટેવ હવે ત્યાગી શકાય નહીં, પણ આમ તેમનું ધારવું અત્યંત ભૂલ ભરેલું છે. અનેક સ્ત્રી પુરૂષો ચોરીનો ત્યાગ કરી મુકિતપદ પામ્યા અને પામશે. ચોરીનો ત્યાગ કરવાથી પાપ બુદ્ધિનો નાશ થાય છે, તેથી સુબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને સુબુદ્ધિના યોગે આત્મા ઉત્તમ સુખ પામે છે. માટે મનમાં દૃઢ સંકલ્પ કરીને ચિંતવવું કે આજથી હું પ્રાણાંતે પણ ચોરી નહિ કરૂં.

ચોરી નહી કરવાની પ્રતિજ્ઞા.

"અનેક પ્રકારનાં વિઘ્ન આવશે તો પણ હું પાછો નહિ હઠું, ચોરી નહિ કરવી તે જ મારો ધર્મ છે. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી સદાકાળ દરેક કાર્યમાં પ્રવૃત્તિ કરવી, કોઇ પણ પ્રસંગે લોભાદિક યોગે ચોરી કરવાની બુદ્ધિ થાય તો તેને વારવી. તેજ પ્રસંગે સારા વિચારો કરવા. સારા વિચારોનું જોર થવાથી અંતે નઠારા વિચારોનો નાશ થાય છે. ચોરીની ખરાબ ટેવનો અંતે સર્વથા નાશ થાય

છે. રોહિણેય ચોરે ચોરીનો ત્યાગ કરી શીવપદ લીધું. રોહિણેય સમાન કોઇ ચોરી કરનાર નહોતો. પણ અંતે ચોરીનો ત્યાગ કર્યો તો સુખિયો થયો. શ્રી વીર પ્રભુની વાણી સાંભળી તે દુઃખના ફંદામાંથી નીકળી ગયો. અનેક શાસ્ત્રોમાં અનેક દૃષ્ટાંતો છે, ચોરી નહિ કરવાની શુભ વૃત્તિમાં સદાકાળ રાચી માચી રહેવું. મન, વચન કાયાથી ચોરી કરવી નહિ, કરાવવી નહિ, અને ચોરી કરનારની પ્રશંસા કરવી નહિ. ચોરીનો ત્યાગ કરનાર પુરૂષ અનેક સદ્ગુણ પામી ઉચ્ચકોટી ઉપર ચઢે છે.

> રોહિણેય ચોરે ચોરીનો ત્યાગ કરી શિવપદ લીધું

૮.

## બ્રહ્મચર્ય.

પુરૂષોએ અને સ્ત્રીઓએ પરસ્પર સંભોગનો ત્યાગ કરવો તેને બ્રહ્મચર્ય સામાન્યતઃ કહે છે. બ્રહ્મચર્યના બે ભેદ છે. દેશથકી બ્રહ્મચર્ય, બીજું સર્વ થકી બ્રહ્મચર્ય. પોતાની સ્ત્રી વિના અન્ય સ્ત્રીઓની સાથે મૈથુનનો ત્યાગ કરવો તેને દેશથકી બ્રહ્મચર્ય કહે છે, અને પોતાની તથા પરસ્ત્રીઓની સાથે મૈથુનનો ત્યાગ ભાવ તેને સર્વથકી બ્રહ્મચર્ય કહે છે, આ બે પ્રકારના બ્રહ્મચર્યને દ્રવ્ય બ્રહ્મચર્ય

કહે છે અને પરપરિણુતિનો ત્યાગ કરવો તેને ભાવ બ્રહ્મચર્ય કહે છે.

બ્રહ્મચર્ય પાલન કરવાથી શરીર મજબુત રહે છે, મગજ મજબુત થાય છે. અનેક પ્રકારના રોગ થતા અટકે છે અને જગતમાં કીર્તિ થાય છે. દેવતાઓ પણ સહાય કરે છે. બ્રહ્મચર્યથી વિદ્યાભ્યાસ સારી રીતે થઇ શકે છે. યોગાભ્યાસ અને યુદ્ધાભ્યાસમાં પણ બ્રહ્મચર્યની આવશ્યક્તા છે.

| બ્રહ્મચર્યનું માહાત્મ્ય. |
|---|

અન્ય વ્રતો નદીયો સમાન છે અને બ્રહ્મચર્યવ્રતને તો શાસ્ત્રકાર સમુદ્રની ઉપમા આપે છે. બ્રહ્મચર્યવ્રતની મહત્તા એટલી બધી છે કે તે તેને સમુદ્રની ઉપમા આપવામાં આવે તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી.

| સર્વવ્રતમાં બ્રહ્મચર્યને સમુદ્રની ઉપમા છે. |
|---|

બ્રહ્મચર્યના બળથી મોટાં કાર્યો કરી શકાય છે, એમાં જરામાત્ર સંશય નથી. જે પુરૂષો મૈથુન સેવવામાં સદાકાળ આસક્ત રહે છે તે ઉત્તમ બ્રહ્મચર્યના ફાયદાઓ જાણી શકતા નથી અને લઇ શકતા નથી. બ્રહ્મચર્ય પાળવામાં ધર્મ છે અને મૈથુન સેવવામાં અનેક પ્રકારના દોષો છે. મૈથુનમાં અનેક પ્રકારના દોષો જાણવામાં આવે છે, ત્યારે બ્રહ્મચર્ય પાળવામાં આવે છે.

## श्लोक

कम्पः स्वेदः श्रमो मूर्च्छा—भ्रमिर्ग्लानिर्बलक्षयः ॥
राजयक्ष्मादिरोगाश्च—भवेयुर्मैथुनोत्थिताः ॥ १ ॥

કંપ, પસીનો, થાક મૂર્ચ્છા, ભ્રમ, શરીરની નિસ્તેજ અવસ્થા, બળનો ક્ષય, અને ક્ષયરોગઆદિ અનેક પ્રકારના રોગો મૈથુન સેવવાથી પેદા થાય છે. મોટો બળવાન્ યોદ્ધો પણ મૈથુન સેવવાથી નિર્બળ બને છે; ચાંદિ અને પ્રમેહના રોગો પણ મૈથુન સેવવાથી થાય છે. વિદ્યાર્થીઓ કે જે સ્રીની સાથે મૈથુન સેવે છે તેઓ કોલેજોમાં અભ્યાસ કરે છે પણ તેમનું મગજ બગડી જવાથી બરાબર અભ્યાસ કરી શકતા નથી. પ્રાયઃ મૈથુન વિશેષ સેવવાથી ચક્ષુનું તેજ ઘટે છે અને તેથી ચશ્માં રાખવાં પડે છે. ચક્ષુનું તેજ ઘટવાનાં અનેક કારણો છે તેમાંથી આ પણ એક કારણ છે. બાળવયમાં છોકરાઓ કુમિત્રની સોબત પામી વેશ્યા તથા પરસ્રીઓની સોબત કરે છે, તેમાં તેમના શરીરની ખરાબી થાય છે. જ્યારે તેઓને રોગ થાય છે ત્યારે દાકતર અને વૈદ્યોનાં ખીસ્સાં ભરાય છે, અને જગત્‌માં અપકીર્તિ થાય છે, કેટલાક પરમીયાના રોગથી અને ચાંદીના રોગથી પીડાય છે તેમાં મૈથુન દોષજ મુખ્યતાએ હેતુભૂત જણાય છે. કેટલાંક નાનાં બાળકોને તેર ચૌદ વર્ષની ઉમરે પરણાવવામાં આવે છે તેમાંથી કેટલાકને ક્ષય રોગ લાગુ

પડયા છે અને તે મરણ પામ્યા છે, માબાપો વ્હાલથી બાળકોને પરણાવે છે પણ અંતે તેમાંથી સારૂં પરિણામ નથી આવતું, ત્યારે માબાપ પશ્ચાતાપ કરે છે. બાળલગ્નથી શરીરની તંદુરસ્તી રહેતી નથી, મગજ ઘડી ઘડીમાં તપી જાય છે. વિદ્યાભ્યાસ પડતો મૂકવો પડે છે. આમ મનુષ્યો જાણે છે છતાં શા માટે બાળલગ્નરૂપ હોમમાં પોતાનાં પુત્ર અને પુત્રીઓને હોમતાં હશે, બાળલગ્નથી કુળ જ્ઞાતિ ધર્મ અને દેશની પાયમાલી થઇ છે થાય છે અને ભવિષ્યમાં પાયમાલી થશે. મૈથુન સેવનાર પોતેજ કબુલ કરે છે કે તેથી મ્હને અમુક રીતે હાનિ થઇ, હવે મૈથુન સેવવાથી જીવોનો ઘાત થાય છે તે જણાવે છે.

**श्लोक**

योनियंत्रसमुत्पन्नाः, सुसूक्ष्मा जंतुराशयः ॥
पीडयमाना विपद्यन्ते यत्र तन्मैथुन त्यजेत् ॥

સ્ત્રીની યોનિમાં ચક્ષુથી ન દેખાય એવા સૂક્ષ્મ જંતુઓનો જથ્થો ઉત્પન્ન થાય છે. રૂની બનાવેલી નલીમાં તપાવેલા લોખંડના સળીયાને નાખવાથી જેમ રૂનો નાશ થાય છે, તેમ મૈથુન સેવતાં સ્ત્રીની યોનિમાં રહેલા જંતુઓનો નાશ થાય છે, અને તે જંતુઓનો નાશ થવાથી હિંસા લાગે છે. કામશાસ્ત્રના રચયિતા વાત્સ્યાયન ઋષિ પણ સ્ત્રીની યોનિમાં સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે એમ માને છે.

श्लोक

रक्तजाः कृमयः सूक्ष्मा, मृदुमध्याधिशक्तयः
जन्मवर्त्मसु कंडूतिं—जनयंति तथाविधां ॥ १ ॥

સ્ત્રીઓની યોનિમાંથી રૂધિરથી ઉત્પન્ન થતા મધ્યમ તથા અધિક શક્તિવાળા સૂક્ષ્મ જંતુઓ તેઓની શક્તિ પ્રમાણે અંદર ખરજ ઉત્પન્ન કરે છે અને અંતે મૈથુન સેવવાથી તે જીવોનો નાશ થાય છે.

હવે જે મનુષ્ય કામજ્વરમાં મૈથુનને ઔષધરૂપ કહે છે તેને કહે છે.

श्लोक

स्त्रीसंभोगेन यः कामज्वरं प्रतिचिकीर्षति
स हुताशं घृताहुत्या विध्यापयितुमिच्छति ॥ १ ॥

જે પુરૂષ સ્ત્રીના સંભોગથી કામજ્વરનો ઉપાય ઇચ્છે છે, તે પુરૂષ અગ્નિમાં ઘી હોમીને તેને ઠારવાની ઇચ્છા કરે છે. કારણ કે કામજ્વરની શાંતિ માટે તો વૈરાગ્ય ભાવના અને ધર્મશાસ્ત્રોનું શ્રવણ, વચન અને મનન ઉપયોગી છે અને મૈથુન તો ભવ ભ્રમણ હેતુ છે, તે દર્શાવે છે.

श्लोक

बरं ज्वलदयःस्तंभपरिरंभो विधीयते
न पुनर्नरकद्वारं, रामाजघनसेवनम् ॥ १ ॥

બળતા લોખંડના સ્તંભને આલિંગન કરવું ઉત્તમ છે પણ નરકનાં દ્વારરૂપ સ્ત્રીનું જઘન સેવવું ઉત્તમ નથી. પોતાની સ્ત્રીની સાથે પણ હમેશ આસક્ત થવું યોગ્ય નથી, ત્યારે પરસ્ત્રીની સાથે તો કેમ મૈથુન સેવી શકાય ? પરસ્ત્રીમાં આસક્ત થએલાને શિખામણ આપે છે.

### શ્લોક

भीरोराकुलचित्तस्य दुःस्थितस्य परस्त्रियाम्
रतिर्नयुज्यते कर्तुमुपशूनं पशोरिव ॥

પરસ્ત્રીની સાથે પ્રેમરતિ કરવી તે યોગ્ય નથી, કારણ કે તેથી તેણીના પતિ અને રાજાની બીક લાગે છે. આ મને જોઇ ગયો, આ મને જાણશે, ઈત્યાદિક ભયથી ચિત્ત આકુલ વ્યાકુલ થાય છે. વળી તે કાર્ય માટે અપવિત્ર સ્થાનમાં શૈય્યા કે આસન વિના સુવું બેસવું પડે છે અને તેથી વધ્યસ્થાનની નજીકમાં વધ કરવા લાયક પશુ સરખો થાય છે. હવે વિશેષતઃ પરસ્ત્રી ગમનનું નિવારણ કરવા માટે કહે છે.

### શ્લોક

प्राणसंदेहजननं परमं वैरकारणम्
लोकद्वयाविरुद्धं च परस्त्रीगमनं त्यजेत् ॥ १ ॥

પ્રાણના સંદેહને ઉત્પન્ન કરનાર અને પરમ વૈરનું કારણ તેમજ આ લોક અને પરલોક વિરૂદ્ધ એવું પરસ્ત્રી-

ગમન પરિહરવું જોઇએ. પરસ્ત્રીગમન ઉભય લોક દુઃખકારક છે. તે જણાવે છે.

श्लोक

सर्वस्वहरणं बंधं शरीरावयवच्छिदां
मृतश्चनरकं घोरं, लभते पारदारिकः ॥ १ ॥

આ લોકમાં પરસ્ત્રી સેવનારના ધનનો નાશ થાય છે. અને પકડાય છે તો વધ બંધ કેદખાનું વગેરે દુઃખકારક સ્થિતિ પ્રાપ્ત થાય છે. શરીરના નાક, કાન વગેરે અંગોનો છેદ થાય છે. અને મૃત્યુબાદ પરલોકમાં નરકમાં અવતાર લેવો પડે છે. કેટલાક વેશ્યામાં આસક્ત થાય છે તેમને ઉપદેશ આપે છે.

श्लोक

मनस्यन्यद्वचस्यन्यत् क्रियायामन्यदेव हि
यासां साधारणस्त्रीणां ताः कथं सुखहेतवः ॥ १ ॥

જેણીઓના મનમાં અન્યપુરૂષ–વચનમાં અન્ય–તથા શરીરની ચેષ્ટાઓમાં પણ અન્ય પુરૂષ હોય છે એવી વેશ્યાઓ સુખના હેતુભૂત શી રીતે થઇ શકે? અલબત થઇ શકે નહીં. વેશ્યાઓના મુખની અસારતા જણાવે છે.

श्लोक

मांसमिश्रं सुरामिश्रमनेकाविटचुम्बितम्
को वेश्यावदनं चुम्बेदुच्छिष्टमिव भोजनम् ॥ १ ॥

જલચર, સ્થલચર, પ્રાણિયોનાં માંસ ખાવાથી દુર્ગંધમય તેમજ મદિરાથી વ્યાપ્ત થયેલું એવું જે વેશ્યાનું મુખ, તેને એંઠા ભોજનની પેઠે કોણ ચુંબન કરે, વેશ્યાના સંગમાં રહેતાં ધર્મબુદ્ધિનો નાશ થાય છે તે જણાવે છે.

### श्लोक

न देवान्न गुरून्नापि सुहृदो न च बान्धवान्
असत् संगरतिर्नित्यं वेश्यावश्यो हि मन्यते ॥ १ ॥
कुष्ठिनोऽपि स्मरसमान् पश्यन्तीं धनकांक्षया
तन्वतीं कृत्रिमस्नेहां निःस्नेहं गणिकां त्यजेत् ॥ २ ॥

વેશ્યાને વશ થયેલ પુરૂષ ખરેખર દેવ, ગુરૂ, મિત્ર કે બાંધવોને ગણકારતો નથી. તેમના કરતાં વેશ્યાનું કહેલું વિશેષ માને છે—અસત્યને સત્ય માને છે અને સત્ય ને અસત્ય માને છે. કોઢીઆઓને પણ ધનની ઇચ્છાથી કામદેવ સરખા ગણતી અને ઉપર ઉપરના સ્નેહને ધારણ કરતી એવી વેશ્યાનો દૂરથી ત્યાગ કરવો જોઇએ. સીતાએ બ્રહ્મચર્ય પાળ્યું તેમ અન્ય સ્ત્રીઓએ પણ દુઃખના સમયમાં બ્રહ્મચર્ય પાળવું જોઈએ. જે પુરૂષો અને સ્ત્રીઓ મોહને વશ થઈ મૈથુનને સેવે છે તે ખરેખર દુઃખની પરંપરાને પામે છે, શ્રીસીતાજીને અનેક ધમકીઓ રાવણે આપી તોપણ બ્રહ્મચર્ય વ્રત ભાગ્યું નહિ. દ્રૌપદીએ પણ કીચકના પ્રસંગમાં પોતાનું બ્રહ્મચર્ય

રૂપ ધન જાળવ્યું હતું, તેમ સ્ત્રીઓએ બ્રહ્મચર્ય વ્રત પાળવું જોઈએ.

સ્થૂલિભદ્ર અને સુદર્શન શેઠનાં ચરિત્રો વાંચી પુરૂષોએ પણ બ્રહ્મચર્ય પાળવું, બ્રહ્મચર્ય અમૂલ્ય ચિંતામણિ છે-શ્રીયશોવિજયજી ઉપાધ્યાય ભગવાન્ કહે છે કેઃ—

મંત્ર ફલે જગ જશ વધે, દેવ કરેરે સાનિધ્ય,
બ્રહ્મચર્ય ધરે જે નર, તે પામે નવનિધ.

બ્રહ્મચર્ય ધારણ કરવાથી મંત્ર સાધતાં મંત્રો ફળ આપે છે અને દેવતાઓ સહાય કરે છે. જે પુરૂષો બ્રહ્મચર્ય ધારણ કરે છે તે નવનિધિ પામે છે; બ્રહ્મચર્ય ચારિત્રનું મૂળ છે. બ્રહ્મચર્યથી સંકલ્પબળ વૃદ્ધિ પામે છે. અનેક ઉપદ્રવોનો નાશ થાય છે. ભૂતપ્રેત પિશાચ વિગેરે ક્ષુદ્ર દેવતાઓનું જોર રહેતું નથી. બ્રહ્મચર્ય એ મોટામાં મોટો મંત્ર છે. ઉર્ધ્વરેતા પુરૂષ આત્મશક્તિયોનો પ્રકાશ કરી શકે છે. બ્રહ્મચર્યથી ધર્મનો તથા દેશનો ઉદ્ધાર થાય છે. બ્રહ્મચર્ય ધારણ કરનારાઓ અમરપદને પામ્યા છે. આત્માના સહજ સુખનો જો વિશ્વાસ હોય તો મૈથુનને કોણ સેવે ? અલબત કોઇ સેવે નહીં. બ્રહ્મચર્ય ઉત્તમ ધર્મ છે. બ્રહ્મચર્ય પાળવામાં કોઈ જાતનું ખર્ચ કરવું પડતું નથી. સુવર્ણનાં દેરાસરો કરાવવા કરતાં પણ બ્રહ્મચર્ય ધારણથી વિશેષ લાભ મળે છે. બ્રહ્મચર્યથી પરમબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

૬.

## સંતોષ.

### સંતોષ સમાન સુખ નથી.

સંતોષથી મોક્ષના સુખનો અનુભવ થાય છે.

જગત્માં પ્રાણીઓ સંતોષ વિના અસંતોષની વૃત્તિથી કરીને સુખ પામી શકતાં નથી. જ્યાં ત્યાં જુઓ ત્યાં અસંતોષ-(લોભ) ફેલાએલો માલુમ પડે છે. સંતોષરૂપ અમૃતના પાનવિના જગતના જીવો કદી શાંત થયા નથી, અને થવાના નથી. હે મનુષ્યો! તમો હાયવરાળ કરીને નકામા કેમ ભટકો છો? જે નિત્ય સુખ માટે તમો રાત્રી દિવસ ઝંખ્યા કરો છો તે નિત્ય બાહ્ય વસ્તુની લાલચથી કદી થયું નથી અને થવાનું નથી. બાહ્ય વસ્તુઓની આશા ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા કરે છે. અનેક પ્રકારની વસ્તુઓની લાલચમાં લપટાચલો જીવ ક્ષણ માત્ર પણ સ્થિર બેસી શકતો નથી. મારૂ મારૂ કરીને જ્યાં ત્યાં ભ્રમિત કસ્તુરીયા મૃગની પેઠે ભટકયા કરે છે. જેમ કોઇ મનુષ્યને સન્નિપાત થાય છે ત્યારે તે પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે, અને મનમાં આવે તેમ લવ્યા કરે છે, તેમ તૃષ્ણાના વશથી પ્રાણી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે છે. અનેક પ્રકારનું સ્વાર્થમય ભાષણ કરે છે. જ્યાં ત્યાંથી ધન પ્રાપ્ત કરવા રાત્રી દિવસ પ્રયત્ન કર્યા કરે છે.

સુખે તે પેટ પણ ભરતો નથી. જે કંઈ ઇષ્ટ વસ્તુઓ કે જે મનથી માનેલી છે તે મળે છે તો તેના કરતાં વિશેષ પ્રાપ્ત કરવા લાલચ વધારતો જાય છે. જે જે વસ્તુઓ દુનિયામાં સારી દેખે છે તે માટે ઇચ્છા કર્યા કરે છે. હિંસા; જુઠ, વિશ્વાસઘાત આદિ અનેક કુકર્મો કરીને પણ લોભનો ખાડો પૂરો કરવા પ્રયત્ન કરે છે. એક પુત્ર થતાં બે, બે થતાં ત્રણ ત્રણ થતાં ચાર, એમ ઉત્તરોત્તર લોભ વધતો જાય છે. તેમજ હજાર મળતાં દશ હજારનો લોભ કરે છે. તેમજ દશ હજાર મળતાં લાખનો લોભ કરે છે, અને લાખ રૂપૈયા મળતાં કરોડનો લોભ કરે છે, અને કરોડ મળતાં અબજ રૂપૈયા મેળવવા લોભકરે છે એમ ઉત્તરોત્તર લોભની વૃદ્ધિ કરે છે, પણ જેટલું મળ્યું તેટલું બસ એમ મનમાં નિશ્ચય લાવતો નથી.

હે પામર પ્રાણી! શા માટે તું લોભને વશ થઇ સંતોષને દેશવટો આપે છે? એક દિવસ લોભની સર્વ ઇચ્છાઓને પડતી મૂકી પરભવમાં ગમન કરવું પડશે. રાવણ સરખો રાજા પણ સંતોષના લીધે ઉત્તમ મનુષ્ય જન્મ હાર્યો, નવનંદની સોનાની ડુંગરીયો સમુદ્રમાં રહી. અંતે તેના સાથે આવી નહીં ત્યારે શા માટે લોભ કરવો જોઇએ? કૌરવોએ લોભના વશ થઈ પાંડવોને રાજ્ય ભાગ ન આપ્યો તો અંતે સર્વનો નાશ થયો. અરે લોભ! તું જ્યાં સુધી હૃદયમાં છે ત્યાં સુધી હૃદયમાં સંતોષનો વાસ થતો નથી, અરે લોભ! તું કેમ પ્રાણિયોને

સતાવે છે ? પુત્ર અને પિતા વચ્ચે યુદ્ધ કરાવનાર તું લોભ છે. સહોદર–ભ્રાતૃઓ મધ્યે કલેશનાં બી વાવનાર અરે કાળમુખી લોભ ! ત્હને ધિક્કાર થાઓ. સુખની બુદ્ધિથી લલચાવી દુઃખના ખાડામાં ઉતારનાર અરે લોભ ! તું કેમ મોટા મોટા સાધુઓ તપસ્વીઓના હૃદયમાં પણ પ્રવેશ કરે છે ! **સાધુઓને શિષ્યનો લોભ અને આચાર્યોને પન્થનો લોભ** કરાવી રાત્રી દિવસ પરભવમાં પાડનાર અરે લોભ ત્હારો નાશ શી રીતે કરવો. અરે લોભ ! તું દેવતાના ઈન્દ્રોને પણ પરસ્પર લડાવનાર છે. ઢેડના જેવો અપવિત્ર તું જ્યાં સુધી હૃદયમાં છે ત્યાં સુધી સંતોષ મહારાણાની પધરામણી હૃદય મંદિરમાં થવાની નથી, અરે જીવ ! તું હવે સમજ કે–જે આ બાહ્યની રૂદ્ધિ દેખાય છે તેમાંથી ત્હારી સાથે કોણ આવનાર છે. બાહ્યની રૂદ્ધિથી ઉલટું મન ચંચળ થાય છે અને તેથી ખરી શાંતિ મળતી નથી. ત્યારે તું ઉપાધિના હેતુઓને કેમ વધાર્યા કરે છે ? જરા સમજતો ખરો કે, તું જે જે પદાર્થો દેખે છે તે ત્હારા થવાના નથી અને તેનાથી તું કંઇ ખરી શાંતિ મેળવનાર નથી. ઝાંઝવાના જળને દેખીને મૃગલાં દોડે છે પણ ઠેઠ પાસે જાય છે તો પાણી દેખાતું નથી અને ઉલટાં પશ્ચાતાપ પાત્ર બને છે. તેમ હે જીવ ! તું પણ જ્યાં ત્યાં મ્હારૂં મ્હારૂં કરી ત્હેને લેવા દોડી શા માટે ભ્રાંતિમાં પડે છે ? તું ગમે તેટલી રૂદ્ધિ ભેગી કર પણ અંતે તો ત્હારી સાથે જરામાત્ર પણ આવનાર નથી. ભલે ગમે તો તું રાજા થઈ

બેસે, પણ રાજા થવાથી ત્હને સુખ થનાર નથી, કારણ કે ઘણા રાજાઓએ રાજ્યની ઉપાધિ છોડી છે ત્યારે તેમણે ખરૂં સુખ મેળવ્યું છે, શેઠીયાઓને પુછો કે તમને ખરી શાંતિ ધનથી મળી છે ? જો ખરી શાંતિ મળી હોય તો કેમ હાય વરાળ કરો છો ? કેમ અશાંતિના ઉદ્ગારો કાઢો છો ? બાહ્યવૈભવ ગમે તેટલો મળે તોપણ ખરૂં સુખ મળનાર નથી એમ નિશ્ચય માનજો. સિકંદર બાદશાહે છેલ્લી વખતે ઉદ્ગાર કાઢયા હતા કે અહો હું લોભમાં તણાયો. મેં અઘોર પાપ કર્મ કર્યાં. જેના માટે આટલી બધી મેં મહેનત કરી તે પૃથ્વી અંતે મ્હારી થઇ નહિ. અંતે મ્હારે તેને મૂકીને જવું પડે છે. તે મને વળાવવા પણ એક પગલું ભરનાર નથી. અહો મેં સંતોષ રાખ્યો હોત તો બહુ સારૂં. અંતે દરેક મનુષ્યો કબુલ કરે છે કે સંતોષ સમાન સુખ નથી, અને લોભ સમાન દુઃખ નથી.

હે મનુષ્ય ! જો તું કંઈ સમજતો હોય તો અસંતોષમાં કેમ પડી રહે છે ? જ્યાં સુધી તું સંતોષને ધારણ કરતો નથી, ત્યાં સુધી ત્હારી સર્વ વિદ્યા, ચતુરાઇ, પંડિતાઇ, હુંશીઆરી અને બાહાદુરી નકામી છે. હે મનુષ્ય ! ત્હને અસંતોષથી જરામાત્ર ચેન પડનાર નથી. જે વસ્તુઓ માટે તું અનેક પ્રકારની ઉપાધિ વેઠે છે પણ તે પાણીના પરપોટા જેવી કારમી છે, સંધ્યાનાં વાદળાં જેવી ક્ષણિક છે, હાથીના

કાનની પેઠે ચંચળ છે, નદીના પૂરની પેઠે ક્ષણિક છે. જડ-વસ્તુઓની સંગતિથી કદી શાંતિ થઇ નથી. મોટા મોટા યોગિયો ગુફામાં પણ બેસી સંતોષના યોગે સુખ ભોગવે છે, તું પણ ખરો નિશ્ચય કરી સંતોષનું સેવન કર.

જે મળ્યું તેટલામાં તું સુખ માની લે. ત્હારા કર્મમાં હશે તેટલુંજ ત્હને મળનાર છે. વધારે મળનાર નથી. ગમે ત્યાં જાઓ પણ જેટલું મળનાર હશે તેટલું મળશે. ત્હારી આજીવિકા સુખપૂર્વક ચાલતી હોય તો તું એટલાથી સંતોષ ધારણ કર. ગરીબ એવા સંતોષીને જે સુખ છે, તે સુખ મહેલમાં રહેનાર રાજાને પણ મળતું નથી. ત્હારી મન વાણી અને કાયાને આત્માના વંશમાં રાખજે. સુખ છે તે પુદ્‌ગલ વસ્તુમાં નથી. જે જે દૃશ્ય વસ્તુઓ દેખાય છે તે જડ હોવાથી તેમાં સુખ નથી;

હે આત્મન્ ! તું જ્ઞાન દર્શન અને ચારિત્રરૂદ્ધિમય છે. ત્હારૂં ખરૂં સુખ આત્મામાં છે. આત્મામાં જ સુખ માન, બાહ્ય વસ્તુથી લોભાઇશ નહિ, તો ત્હારા હૃદયમાં ત્વરિત સંતોષ વાસ કરશે અને તેથી તું ખરૂં સુખ અનુભવી શકીશ. સંતોષ એજ અમૃતનો સાગર છે. બાહ્ય વસ્તુઓ મળી તોપણ શું અને ન મળી તોપણ શું ? ત્હારા સ્વરૂપમાં તું રમણતા કર. હે ચેતન ! જડથી તું ન્યારો છે. બાહ્ય વસ્તુઓની પ્રાપ્તિમાં વા અપ્રાપ્તિમાં લાભ કે અલાભ

જે દેખતો નથી તેજ ખરેખરો સંતોષી છે. જેના મનમાં બાહ્ય વસ્તુની લાલચના કંઇ પણ સંકલ્પ ઉઠતા નથી તેજ પરમ સંતોષી થઇ મોક્ષસુખનો અનુભવ કરી શકે છે. જેને આત્મામાંજ ખરૂં સુખ છે એમ વિશ્વાસ થયો છે, જે બાહ્ય રૂદ્ધિને એઠ સમાન નિરખે છે, અને જે મળે છે તે વાપરે છે પણ સ્પૃહા રાખતો નથી તેજ ખરેખરો સંતોષી છે.

સુખના માટે સમુદ્રમાં ભમવાનું કંઇ પ્રયોજન નથી. તમારા આત્મામાં જુઓ તો સંતોષ થશે. આત્મિક સુખના માટે બાહ્ય કયાં ભમો છો? જરા અંતરમાં ઉતરી સંતોષને ધારણ કરો. સંતોષથી સર્વ મળશે. જે સુખ દેવતાઓ કે ચક્રવર્તિઓ આપી શકતા નથી તે સુખનો આપનાર સંતોષ છે. કલ્પવૃક્ષ ચિંતામણી કે કામકુંભ પણ જે સહેજ સુખને આપી શકતાં નથી તે સુખને સંતોષ આપે છે.

સંતોષી મનુષ્ય, ઇન્દ્ર, ચન્દ્ર અને નાગેન્દ્રની રૂદ્ધિને પણ તુચ્છ ગણે છે. સંતોષી મનુષ્યને જે મળે છે તેમાં આનંદ માને છે. સંતોષીના મનમાં હાયવરાળ રહેતી નથી. સંતોષીના ઝુંપડા જેવું ઇન્દ્રનું ભુવન પણ નથી.

સંતોષી મનુષ્યને જે સુખ થાય છે તે પોતેજ જાણે છે પણ અસંતોષી જાણી શકતો નથી. સંતોષી યોગી ગુફામાં

પણ મુક્તિનાં સુખ ભોગવે છે. સંતોષી મનુષ્ય મુક્તિનાં સુખનો સાક્ષી છે.

માન, પૂજા, કીર્તિની લાલચ પણ જેના હૃદયમાં નથી, અર્થાત્ મુક્ત થવામાં જ જે ઉત્તમતા સમજે છે, દેવ લોકનાં સુખ પ્રાપ્ત કરવાની પણ જેની ઇચ્છા નથી, સકળકર્મ ક્ષય કરી જે પરમાત્મા થવા ઇચ્છે છે, તેમ ભાવથી સંતોષી છે, સઘળી દુનિયાની આશાઓ જેણે જ્ઞાનયોગથી દૂર કરી છે, એવા સંતોષી પુરૂષને કોઇની પણ સ્પૃહા નથી.

હે ભવ્યાત્માઓ ! તમે સદાકાળ સંતોષ ધારણ કરો. ઇચ્છા આકાશના સમાન છે. કોઇ વસ્તુને ભોગવ્યાથી સંતોષ થવાનો નથી. પાંચ ઇન્દ્રિયોના વિષયો જેમ જેમ ભોગવીએ છીએ તેમ તેમ અસંતોષ વધતો જાય છે. કામ ભોગ પણ ભોગવ્યાથી શાંત થતો નથી. આત્માનું સ્વરૂપ સમજી સંતોષ ધારણ કરવાથી સર્વ વિકારોથી રહિત મન થાય છે.

જે મુનિવરો દુનિયાની સર્વ વસ્તુઓને અસાર સમજી સંતોષ ધારણ કરી પંચમહાવ્રત અંગીકાર કરે છે તેમને ધન્યવાદ ઘટે છે. જે ભવ્યો સંતોષવૃત્તિ ધારણ કરી શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરે છે તેમને ધન્યવાદ ઘટે છે; જે મહાત્માઓ સંતોષ વૃત્તિ ધારણ કરી ધનાદિકનો ત્યાગ કરી આત્માની રૂદ્ધિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તેમને ધન્યવાદ ઘટે છે. જે મહાત્માઓ આત્મામાંજ સુખ છે એમ

ધારી ચક્રવર્તિની પણ યાચના કરતા નથી તેમને ધન્યવાદ ઘટે છે. પ્રારબ્ધ કર્મથી જેઓ અનેક પ્રકારની બાહ્ય રૂદ્ધિવાળા છે, છતાં તેમાં જેઓને મૂર્ચ્છા જરા માત્ર પણ થતી નથી, તેવાને ધન્યવાદ ઘટે છે; જે ધનાઢયો લોભવૃત્તિથી વ્યાપારની ઉપાધિમાં તલ્લીન થતા નથી અને લોભને નાશ કરી પરિગ્રહ પરિમાણ વ્રત ગ્રહણ કરે છે, તેમને ધન્યવાદ ઘટે છે.

સંતોષ એ શબ્દનો અર્થ સમજતાં મનુષ્ય ખરા સુખનો અધિકારી થાય છે. આત્માની અનંત રૂદ્ધિ જાણી તો હવે બાહ્યમાં કેમ લોભાવું જોઇએ ? હે ચેતન ! આવો મનુષ્યભવ વારંવાર મળનાર નથી. માટે સંતોષ ગુણને ધારણ કરી ખરૂં સુખ પ્રાપ્ત કર. અસંખ્ય અસંતોષી મનુષ્યો દુનિયામાંથી ધમાધમ કરી ચાલ્યા ગયા, પણ તેઓ અંતે ખુબ પસ્તાયા, હાથ ઘસ્યા; અને ધુળની માયા ધુળરૂપ થઇ ગઇ. અંતે તેઓ હાય હાય કરતા ચાલ્યા ગયા. માટે હે આત્મન્ ! કેવળ જ્ઞાનીઓનો ઉપદેશ સ્મરી ત્હારૂં શુદ્ધ સ્વરૂપ સ્મર, શુદ્ધાત્મ પ્રદેશમાં સ્થિર થા, ત્હારૂં ત્હારી પાસે છે, સંતોષવૃત્તિને ધારણ કર કે જેથી પરમાનંદ પદને તું દેખી શકે.

તેજ જ્ઞાની અને અનુભવી છે કે જેણે સંતોષમાં પોતાનું જીવન ગાળ્યું. હે સંતો ! જો તમારે સુખમય જીવન બનાવવું હોય તો સંતોષનું સેવન કરો. શામાટે

ભૂલા ભમો છો; સંતોષ ગુણ વધારવા પ્રતિદિન પ્રયત્ન કરો, પ્રતિદિન અસંતોષ વૃત્તિથી પાછા હઠતા જાઓ. હું સંતોષમય છું, મ્હારામાં સર્વ છે, એમ દઢ સંકલ્પ ધારો. હું સંતોષથી પરમ સુખ મેળવી શકું એવી મારી શક્તિ છે, એમ દઢ સંકલ્પ કરવો. સંતોષવૃત્તિ ધારણ કરતાં પ્રથમતો મન ગભરાશે પણ પ્રતિદિન જ્ઞાનાભ્યાસથી અંતે અસંતોષ વૃત્તિનો નાશ થશે, અને સંતોષગુણ અંશે અંશે ખીલતો ખીલતો સંપૂર્ણ પ્રકાશસે. ઉઠતાં કે બેસતાં ખાતાં કે પીતાં સંતોષના વિચારો કર્યા કરો. પછી જુઓ કે સંતોષનું કેવું માહાત્મ્ય છે ? સંતોષ વૃત્તિ ધારણ કરવાથી શરીર છતાં પણ મુક્તિના સુખની વાનગી ભોગવી શકશો. માથા સાથે માલની પેઠે દઢ શ્રદ્ધા ધારણ કરી, સંતોષગુણને પ્રતિદિન હજારો સંકટો આવતાં પણ ખીલવશો તો ઘેર બેઠાં ગંગાની પેઠે અનંત સુખસાગર ભૂત પોતાના આત્માને અનુભવશો—ॐ शान्ति शान्ति शान्तिः

---

૧૦

## શ્રદ્ધા.

મનની કોઈ પણ પદાર્થ સંબંધી નિશ્ચલતાને શ્રદ્ધા કહે છે. અમુક પદાર્થ આમજ છે; એમ મનમાં જે નિશ્ચય થાય છે તે શ્રદ્ધાના અનેક ભેદ છે. મનુષ્ય પોતાનાથી અને તેટલો વિચાર કરી કોઈપણ પદાર્થનો નિશ્ચય કરે છે. બાહ્ય

વસ્તુઓને મનુષ્યો જોઇને તેઓનો નિશ્ચય કરે છે. કોઇ પદાર્થ આવો જ છે, એમ સ્વબુદ્ધયનુસાર જે નિશ્ચય કરવામાં આવે છે તે નિશ્ચય પરિપૂર્ણ અંશે સત્ય છે કે કેમ તે પરિપૂર્ણ જ્ઞાનવિના ( કેવળ જ્ઞાન વિના ) જે પદાર્થોનું અવલોકન થાય છે તે સંપૂર્ણ અંશે સત્ય છે, એમ કહી શકાય નહીં માટે અલ્પજ્ઞાનિયોના નિશ્ચયની શ્રદ્ધા સંપૂર્ણ અંશે વ્યાજબી નથી. ત્યારે હાલ કોના નિશ્ચયને માન આપવું એમ પ્રશ્ન થશે. તેના ઉત્તરમાં કહેવાનું કે, કેવળજ્ઞાનિએ દીઠેલા પદાર્થોનું જેવું સ્વરૂપ છે, તેજ ખરૂં સ્વરૂપ ગણાય માટે તેમના વચનને અનુસરી પદાર્થોની શ્રદ્ધા કરવી એજ સત્યશ્રદ્ધા ગણાય. કેવળજ્ઞાનિએ દેવગુરૂ અને ધર્મનું જે સ્વરૂપ કહ્યું છે તેજ સત્ય છે. કેવલજ્ઞાનિયે જગત્‌માં નવતત્વ જણાવ્યાં છે તેજ સત્ય છે. કેવળજ્ઞાનિએ ષડ્દ્રવ્યનું સ્વરૂપ જાણ્યું અને દેખ્યું છે તેજ દ્રવ્ય સત્ય છે. કેવલજ્ઞાનિએ વ્યવહાર અને નિશ્ચયનયથી પદાર્થોનું જે સ્વરૂપ વર્ણવ્યું છે તેજ સત્ય છે. કેવળજ્ઞાનિએ નિગોદનું જે સ્વરૂપ જે પ્રમાણે પ્રરૂપ્યું છે તેજ સત્ય છે. આપણી અલ્પમતિના યોગે તેનું યથાર્થ સ્વરૂપ સમજાય નહિ તોપણ મુંઝાવું નહિ. કારણ કે કેવળજ્ઞાનમાં જે વસ્તુઓ ભાસે છે તેનો પરિપૂર્ણ અનુભવ શું મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાન કરી શકશે ? ના, કદી કરી શકે નહિ.

માટે સર્વજ્ઞના વચનમાં અશ્રદ્ધા કરવી નહિ, જેમ

જેમ નિગોદ વગેરેનું સ્વરૂપ સમજવા માટે સંયમ કરવામાં આવે છે, તેમ તેમ તેના સ્વરૂપનો પ્રકાશ થાય છે.

કેવળજ્ઞાનિએ ચાર ગતિનું જેવું સ્વરૂપ કહ્યું છે તે જ પ્રમાણે તે સત્ય છે. સંસાર અને મોક્ષનું સ્વરૂપ જે પ્રમાણે કહ્યું છે, તે જ પ્રમાણે સત્ય છે. તેમજ લોક અને અલોકનું જેવું કેવળજ્ઞાનીએ સ્વરૂપ કહ્યું છે તેજ પ્રમાણે સત્ય છે. કેવળજ્ઞાનિએ લોકને શાશ્વત અને અશાશ્વત કહ્યો છે તેજ પ્રમાણે તેનું સ્વરૂપ છે. બહિરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ જેવું કેવળજ્ઞાનિએ કહ્યું છે તેજ પ્રમાણે સત્ય ભાસે છે. મુક્ત થવા કેવલજ્ઞાનિએ જ્ઞાન દર્શન અને ચારિત્રની પ્રરૂપણા કરી છે, તેજ પ્રમાણે સત્ય છે. ગૃહસ્થ અને સાધુધર્મની કેવળજ્ઞાનિએ જે પ્રમાણે પ્રરૂપણા કરી છે તેજ પ્રમાણે સત્ય છે.

અષ્ટાદશ દોષરહિત દેવ, અને પંચ મહાવ્રત ધારી જિનાજ્ઞાપાલક સદ્દગુરૂ અને કેવળજ્ઞાનિએ કહેલો ધર્મ એ ત્રણ તત્ત્વ ખરેખર સત્ય છે; તેની શ્રદ્ધા જ ખરી છે એમ માનનારને સમ્યકત્વ ઉત્પન્ન થાય છે.

આત્મા છે; આત્મા નિત્ય છે. કર્મ છે. કર્મનો કર્ત્તા તથા ભોગવનાર આત્મા છે. કર્મનો નાશકર્ત્તા આત્મા છે, મોક્ષ છે, અને મોક્ષના ઉપાય છે. કેવળજ્ઞાનિએ જે આવી પ્રરૂપણા કરી છે તે સત્ય છે.

કર્મના આઠ ભેદ અને તેની એકશો અઠ્ઠાવન પ્રકૃતિયો-નું જે વર્ણન કર્યું છે તે સત્ય છે.

કેવળજ્ઞાનિના જ્ઞાનમાં જે ભાસે છે તે સત્ય ભાસે છે, તેમજ કેવલજ્ઞાની તીર્થંકર રાગ દ્વેષ રહિત છે, તેથી જે કહે છે તે સત્ય કહે છે. કેવલજ્ઞાનિનાં વચનો ત્રણ કાલમાં અખંડ કહે છે. માટે તેમની વાણી તેજ સત્ય હેવી છે, તેની શ્રદ્ધા કરવી.

સર્વજ્ઞનાં વચનોની શ્રદ્ધા થતાં મિથ્યાબુદ્ધિનો નાશ થાય છે, અવિવેક બુદ્ધિ ટળે છે અને વિવેકબુદ્ધિ પ્રગટે છે. સત્ય પ્રતિ રૂચિ પ્રગટે છે અને અસત્ય ઉપર અરૂચિ પેદા થાય છે. કુદેવ, કુગુરૂ, અને કુધર્મમાં પ્રેમ રહેતો નથી. જેમ સૂર્યનો પ્રકાશ થતાં અંધકારનો નાશ થાય છે, તેમજ સત્યતત્ત્વની શ્રદ્ધા થતાં અસત્યબુદ્ધિનો નાશ થાય છે.

આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ સમજે છે અને અશુદ્ધ તત્ત્વને અશુદ્ધ તરીકે જાણે છે. સર્વજ્ઞનાં કથિત તત્ત્વોની શ્રદ્ધા થતાં આત્મા બીજના ચંદ્રની પેઠે પ્રકાશી નીકળે છે અને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં પૂર્ણિમાના ચંદ્રની પેઠે પૂર્ણ પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે. માટે શ્રદ્ધાની અત્યંત આવ-શ્યકતા છે. શ્રદ્ધાવિના દયાદિ વ્રતો પાળી શકાતાં નથી. માટે શ્રદ્ધા જ ધર્મનું મૂળ છે. જો શ્રદ્ધા ન હોય તો પાયા વિનાના પ્રાસાદની પેઠે વ્રતો ટકી શકતાં નથી. શ્રદ્ધા

વિનાનું ચારિત્ર મોક્ષપદ આપી શકતું નથી. શ્રદ્ધા વિનાનું ચારિત્ર અભવ્યો પણ પાળી શકે છે. શ્રદ્ધાવિના ધર્મનાં કષ્ટો સહન થઈ શકતાં નથી. શ્રદ્ધા વિના ક્ષણમાં મન ડગી જાય છે. શ્રદ્ધાવિના પ્રાણાંત ઉપસર્ગ સહન થઇ શકતા નથી. જિનસર્વજ્ઞ ભગવાન્ કહે છે કે તત્ત્વોની શ્રદ્ધાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે અને આત્મા અનંત સુખ પ્રાપ્ત કરી શકે છે.

તત્ત્વની શ્રદ્ધા ધારણ કરનારનું મન જેવું ધર્મમાં સ્થિર રહે છે તેવું અન્યનું રહેતું નથી. ચોળ મજીઠના રંગની પેઠે તત્ત્વની શ્રદ્ધા થવી જોઇએ. અંધશ્રદ્ધા વા કુળ-શ્રદ્ધા વા દૃષ્ટિરાગની શ્રદ્ધાને દૂર કરી જ્ઞાનપૂર્વક શ્રદ્ધા કરવાની જરૂર છે.

જે મનુષ્યો તત્ત્વનો અભ્યાસ કરી જ્ઞાનશ્રદ્ધા પ્રાપ્ત કરે છે તેઓને કોઈ ભરમાવી શકતું નથી.. જેઓને તત્ત્વનું જ્ઞાન નથી તેઓ ગાડરીયા પ્રવાહની પેઠે અજ્ઞાનરૂપ અંધ-કૂપમાં પડી જન્મ જરા મરણનાં દુઃખો પામે છે.

સમ્યક્ત્વ રત્નની ખાસ જરૂર જો હોય તો પ્રથમ તત્ત્વની શ્રદ્ધા કરવી જોઇએ. સદ્ગુરૂ શ્રુતજ્ઞાને જે ઉપદેશ આપે તેનો પરિપૂર્ણ વિચાર કરી શ્રદ્ધા કરવી જોઇએ.

સર્વજ્ઞનાં વચનો જેના હૃદયમાં સત્ય ભાસ્યાં છે, કોઇ પણ વચન જૂઠું નથી, એવી શ્રદ્ધાવાળાને નિશ્ચલસમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. ગમે તે જાતિનો મનુષ્ય આવી શ્રદ્ધા ધારણ

કરે છે તે નિશ્ચલસમ્યક્ત્વને પામે છે. તિર્યંચપણ સમ્યક્ત્વને પામે છે. આવી ઉત્તમ અમૂલ્ય શ્રદ્ધા પામવા અહર્નિશ પ્રયત્ન કરવો. શ્રદ્ધા પામી અનેક જીવો મુક્તિ પામ્યા-પામે છે અને પામશે, ૐ शांतिः ३

૧૧.

## ભક્તિ.

ભક્તિ-અર્થાત્ સેવા એ નામ સર્વત્ર પ્રસિદ્ધ છે. ભક્તિથી મુક્તિ થાય છે, એમ અનેક જ્ઞાનિયો જયડિંડિમ વગાડીને કહે છે. જગત્માં અનેક ધર્મ પાળનારા અનેક મનુષ્યો અનેક રીતે પરમાત્માની ભક્તિ કરે છે. દેવતાઓ પણ પરમાત્માની ભક્તિ કરે છે, ભક્તિ સમાન જગત્માં પરમાત્માને પ્રાપ્ત કરવાનો અન્ય ઉપાય નથી. એક વિદ્વાન્ તો એટલા સુધી જણાવે છે કે જેણે ભક્તિનો આનંદ ચાખ્યો નથી તે પરમાત્માને લુખા ભાવથી પ્રાપ્ત કરી શકે નહીં.

દરેક ધર્મવાળાઓ પોતાના ઇષ્ટદેવની વાણીથી અને કાયાથી ભક્તિ કરે છે. પોતાના ઇષ્ટદેવના ગુણ ગાવાને માટે મંડળીઓ સ્થાપે છે, બધા ભેગા મળીને ગાય છે. પૂજાઓ ભણાવે છે. મૂર્તિ વા કોઇ પણ નિર્માણ કરેલી દિશા સામા ઉભા રહી વા બેસીને સેવક બની સ્તુતિયો ગાય છે. ખ્રીસ્તિ

ધર્મ પાળનારાઓ રવિવારના દિવસે દેવળોમાં જઇ પોતાના માનેલા પરમાત્માની ભક્તિ કરે છે. મુસલમાનો મસીદમાં ખુદાની ભક્તિ માટે બાંગ પોકારે છે, નિમાજ ભણે છે. દેવી ભક્તો દેવીની આગળ ગાય છે અને દેવીની સ્તુતિમાં મગ્ન રહે છે. વિષ્ણુધર્મ પાળનારાઓ કૃષ્ણનાં ભજનો ગાય છે. કૃષ્ણને દેવ માની તેની આગળ દાસ બને છે. પુષ્ટીમાર્ગીઓ તો સદાકાળ કૃષ્ણના દાસ રહેવાનું માને છે. કૃષ્ણવિના કોઇ પુરૂષ નથી, તેમના સર્વ ભક્તો ગોપીઓ છે, એમ જાણી ભક્તિ કરે છે અને તેમાંજ આનંદ માને છે. મહાદેવના ભક્તો સદાકાળ મહાદેવની ભક્તિ માટે પ્રયત્ન કરે છે. બૌદ્ધ ધર્મ પાળનારાઓ ગૌતમ બુદ્ધની ભક્તિ કરે છે, અને તેના પ્રાણ પણ હોમે એવી ભક્તિ કરે છે. આર્યસમાજીઓ ઇશ્વરની તથા તેમના ઉપદેશક દયાનંદ સ્વામિની નામ તથા ગુરૂની છબી મારફત ભક્તિ કરે છે. સ્થાનકવાસિયો તીર્થંકર-ના નામવડે તીર્થંકરોની ભક્તિ કરે છે. એમ દરેક ધર્મવા-ળાઓ પોતપોતાના માનેલા અભિપ્રાય અને રીતરીવાજ પ્રમાણે પરમાત્માની ભક્તિ કરે છે.

દરેક ધર્મવાળાઓ પોતાની માનેલી ભક્તિને શ્રેષ્ઠ માને છે અને અન્યોએ માનેલી ભક્તિનું ખંડન કરે છે. તેથીજ આર્ય દેશમાં ધર્મના નામે લોહીની નદીઓ વહી છે અને તેથીજ આર્ય દેશની પાયમાલી થઇ છે.

કેટલાક પરમાત્માને પ્રસન્ન કરવા માટે પરમાત્માના નામનો હોમ કરી હજારો પશુઓનો અગ્નિમાં હોમ કરે છે. અને એમ કરવામાં પરમાત્માનો હુકમ છે એમ જુઠું વદે છે, એવા લોકોની ભક્તિથી કંઇ તેમનું કલ્યાણ થતું નથી. શું પરમાત્માને બકરાનું લોહી પસંદ પડે છે ? ના કદી નહિ. ખરેખર તે ભક્તિ જ કહેવાય નહિ. કોઇ મનુષ્ય ચોરી કરી હજારોનાં ગળાં રેંસી નાંખી રાજાની ભક્તિ કરવા ધારે તો શું રાજા તેથી ખુશી થશે ! અલબત નહીં. તેમજ હિંસકો પણ હોમમાં બકરાં હોમીને તથા પરમાત્માના નામે બકરાં રેંસી નાખીને ભક્તિ કરવા ધારે તો તેઓની ભક્તિ નહિ પણ એક જાતની હિંસાની ભ્રમણા છે.

કેટલાક લોકો પરમાત્માની ભક્તિના નામે પંથ ઉભા કરી ભોળા લોકોને કંઠીઓ બંધાવી પૈસા રળે છે. વ્યાપાર ચલાવે છે. મોહમાયામાં મસ્તાન રહે છે. શું આવી સ્વાર્થિ ભકિતથી આત્મા ઉચ્ચ કોટી ઉપર આવી શકે ? ના, કદી નહિ. કેટલાક લોકો પરમાત્માના સદ્‌ગુણો જાણતા નથી અને ગાડરીયા પ્રવાહની પેઠે અંધાધુંધી ચલાવે છે. તેઓની ભકિત પણ નકામી સમજવી.

કેટલાક લોકો પોતાનું નામ અમર રાખવા માટે અને પોતાના નામનો પંથ ચલાવવા માટે અસલની નકલ કરી આડા અવળા વિચારો તથા રીવાજો ભેગા કરી લોકોને ભક્ત હોવાનું ડોળ બતાવી પરમાત્માના નામનો પંથ ઉભો

કરે છે અને પોતાના ભકતોનો વધારો કરવા ધર્મના ઝઘડાઓ કરી ખંડન મંડનમાં પડી જગત્‌ની અશાંતિમાં વધારો કરે છે.

કેટલાક ભકતો પરમાત્માની ભક્તિને ત્યજાવી પોતાની ભકિત કરાવવા પોતાને જગત્‌માં ઇશ્વરનો અવતાર જણાવે છે. દુનિયા ઝુકનેવાલી હૈ ઉસકું ઝુકાનેવાલા ચાહિએ. આ રીતિને અનુસરી પોતાના નામની મૂર્તિયો કરાવે છે. પોતેજ પરમાત્મા છે. એમ સાબિત કરવા અનેક યુક્તિઓથી સમજાવે છે. તેમની કુયુક્તિયોની જાળમાં શિષ્યોને એવા ફસાવે છે કે જાણે તેના વિના અન્ય કોઇ પરમાત્મા નથી તેજ ખરા પરમાત્મા છે એમ ઠસાવે છે. કેટલાક ભકતો તો પોતે પરમાત્માનો અવતાર બની અમારી વંશપરંપરા જે જે પુત્રો થશે તે સર્વ ઇશ્વરના અવતાર છે એવું ઠસાવવા બાકી મૂકતા નથી.

કેટલાક ભકતોને એમ મનમાં લાગે છે કે જગત્‌માં ઉત્પન્ન થઇને કંઇ નવું કરવું જોઇએ. ગમે તેમ કરીને દુનિયાની આગળ આવવું જોઇએ. મન કાળા અને હાથમાં માળાની રીતિ ગ્રહીને જગત્‌ના લોકો પોતાને વશ થાય એવા પાખંડ કરે છે, તેમની બાહ્યની અને અંતરની સ્થિતિ ભિન્ન હોય છે. કેટલાક લોકો પરમાત્માની ભક્તિના નામે અનેક કામવાસનાઓની શાંતિ કરે છે. કેટલાક લોકો પર-

આત્માની ભક્તિ કરી કહે છે કે તું અમારા શત્રુઓનો ક્ષય કરી નાખ. કેટલાક य નામના એમ કહે છે કે તું अ નામના દેશનો ક્ષય કર ત્યારે अ નામના લોકો કહે છે કે હે પરમેશ્વર, તું य નામના દેશનો ક્ષય કર. આમ એક બીજાના વિરૂદ્ધ દેશવાસીઓ પરમાત્માને પોતાનાથી વિરૂદ્ધ દેશના ક્ષય માટે ભક્તિદ્વારા પ્રાર્થના કરે છે. આ બેમાંથી એકની પણ જ્ઞાન-ભક્તિ જણાતી નથી. ખરેખર આજકાલ ભક્તિનાં નામે અનેક ઢોંગ ધતીંગ ચાલે છે, અનેક પંથ ચાલે છે. પરમાત્માને કોઈ વિરલા જાણવા પ્રયત્ન કરે છે.

જે ભકિત પરમાત્માના ગુણો પ્રાપ્ત કરાવનારી હોય, જે ભકિત નિર્દોષ હોય, જે ભકિતથી મોહ માયાનો નાશ થતો હોય, જે ભકિતથી આત્મા પોતાનું સહજ સ્વરૂપ પ્રાપ્ત કરે, જે ભકિતથી જગતમાં શાંતિ વર્તે, જે ભકિતથી કામ ક્રોધાદિક અનેક દુર્ગણોનો નાશ થતો હોય, જે ભકિતથી મનની નિર્મળ દશા થાય, જે ભકિતથી પરમાત્માના સ્વરૂપમાં મન ચોંટયું રહે, જે ભકિતથી કોઇ પણ પ્રાણીનું બુરૂ કરવાની ઈચ્છા ન હોય, જે ભકિતથી હિંસાદિક દોષનો નાશ થાય, જે ભકિતથી પંચ ઇન્દ્રિયોના વિષય વિકારોનો નાશ થાય, જે ભકિતથી આત્માનું સત્ય સુખ અનુભવાય, જે ભકિતથી પોતાનું અને પરનું કલ્યાણ થતું હોય, જે ભક્તિને આપ્ત પુરૂષોએ વર્ણવી હોય, જે ભકિતથી પર-માત્માનું દર્શન તથા પરમાત્મપદની પ્રાપ્તિ થાય, જે

ભકિતથી જન્મ જરા અને મરણના દોષો નાશ પામે, જે ભક્તિ જ્ઞાન અને શ્રદ્ધાની વૃદ્ધિ કરનારી હોય, જે ભક્તિ જ્ઞાનની પુષ્ટિ કરનારી હોય, જે ભક્તિથી દયા અને શુદ્ધ પ્રેમની વૃદ્ધિ થાય, જે ભક્તિથી ઉપશમપણું વૃદ્ધિ પામે, એવા પ્રકારની ભક્તિ કરવા યોગ્ય છે.

પરમાત્માની ભક્તિ કરવી જોઇએ ત્યારે પરમાત્મા કેવા પ્રકારના હોવા જોઇએ તે જણાવવામાં આવે છે. પરમાત્મામાં ક્રોધ, માન, માયા અને લોભ દોષ ન હોવા જોઇએ, અર્થાત્ ક્રોધાદિકનો સર્વથા ક્ષય કર્યો હોય. તે કેવળ જ્ઞાન અને કેવળ દર્શનથી વિભૂષિત હોવા જોઇએ. જન્મ, જરા અને મૃત્યુથી વિમુક્ત હોવા જોઇએ, વ્યક્તિની અપેક્ષાએ અનંત હોવા જોઇએ. જાતિની અપેક્ષાએ એક પણ હોવા જોઇએ. અનંતશકિતમય તથા અનંત સુખમય હોવા જોઇએ. સ્થિર હોવા જોઇએ. ન્યાયની પ્રેરણા તથા ઇચ્છા આદિ ઉપાધિથી મુક્ત હોવા જોઇએ, અનંત ગુણમય હોવા જોઇએ.

પરમાત્માના ભક્તો કોણ થઇ શકે ? તે બતાવે છે જે આત્મતત્ત્વનો અત્યંત જિજ્ઞાસુ હોય, સત્ય અને અસત્ય જાણવાની જેનામાં વિવેકબુદ્ધિ પ્રગટી હોય, કોઇ પણ પ્રકારના કદાગ્રહથી રહીત હોય, પરોપકારી હોય, પરમાત્મતત્ત્વ જાણવાની અત્યંત ઇચ્છા હોય, કયુકિતનો ત્યાગ

કરી સમ્યુકિતને પકડનાર હોય, નીતિધર્મ પર અત્યંત શ્રદ્ધાળુ હોય, વૈરાગ્યથી હૃદય રંગાયું હોય, જન્મ, જરા અને મૃત્યુના દુઃખમાંથી છુટવાનો તીવ્ર સંકલ્પ હોય, નામ કે કીર્તિની ઇચ્છા ન હોય. હિંસા, જુઠ ચોરી, વ્યભિચાર, અને આસક્તિ આદિથી મુકત હોય, વિશ્વાસઘાતી વા પરની નિંદા કરનાર ન હોય; સદ્‌ગુરૂની ઉપાસના કરનાર હોય પોતાના આત્મા સમાન અન્ય આત્માઓને જે જાણતો હોય, પોતાના કુટુંબસમાન જગતને કુંટુંબ માનનાર હોય; સંસારની તૃષ્ણામાં જે સદાકાળ મગ્ન ન હોય. જગત્‌ના જીવો માટે અત્યંત દયાની વૃત્તિ હોય, ગુરૂના ઉપર પ્રાણ પાથરનાર હોય. પ્રાણ પડે તો પણ અન્યનું બુરૂ કરવાની પ્રવૃત્તિ જે ન કરતો હોય, સંસારમાં જન્મ જરા અને મરણનાં દુઃખ ટાળવા જે પ્રવૃત્તિ કરતો હોય, અષ્ટાદશ દોષ રહીત, એવા જેણે પરમાત્મા ઓળખ્યા હોય. ચોલ મજીઠના રંગની પેઠે જેને પરમાત્મા પ્રતિ પ્રેમ લાગ્યો હોય, યોગ્ય પરમાત્માની યોગ્ય વિધિથી યોગ્ય ભકિત કરવાની જેણે જ્ઞાનશકિત પ્રાપ્ત કરી હોય, પરમાર્થનાં કાર્ય કરતો છતો પણ જળમાં કમળની પેઠે અન્તરથી ન્યારો રહેનાર હોય, આધિ, વ્યાધિ અને ઉપાધિનો નાશ કરવા જેની દૃઢ પ્રતિજ્ઞા હોય, ઉત્તમ વીતરાગનાં કહેલાં વચનો ઉપર જેની પૂર્ણ શ્રદ્ધા હોય, પંથ અગર પાખંડ ઉપર જેને રૂચિ ન હોય; હેય, જ્ઞેય અને ઉપાદેયનો જેના હૃદયમાં વિવેક પ્રગટયો હોય,

બાહ્ય પદાર્થોની મમતા અને આશાનો જેણે તિરસ્કાર કર્યો હોય, ભકિતના બાહ્ય અને આન્તરિક ભેદોનું જેણે પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, તેજ પ્રભુનો ભકત થવા લાયક છે. ભકિતનો અવર્ણિય મહિમા છે. તે ખરેખર પૂર્વોકત લક્ષણવિશિષ્ટભકતજ જાણી શકે છે, દેવની ભકિતથી શું થાય છે તે નીચેની કવિતાથી જણાશે.

---

## भक्तिमाहात्म्य.

### ઝુલણા છંદ.

ભક્તિકર ભક્તિકર ભક્તિકર દેવની; સારમાં સાર જિન નામ સાચું;
દેવના ગાનથી દીલ નિર્મળ બને, દેવની ભક્તિવણ સર્વ કાચું. ભક્તિ.
લુણ વિણ ભોજને રસ જરા નહિ પડે, ભક્તિ વિણ સેવના સર્વ લુખી,
દેવની ભક્તિથી સત્ય સુખ સમ્પજે, ભક્તિવિણ પ્રાણીયા થાય દુ:ખી. ભક્તિ.
શ્વાસ ઉચ્છ્વાસમાં સ્મરણ કર દેવનું, ધ્યેયરૂપે સદા જિન ધારી;
પ્રેમની ભક્તિમાં આંતર નહિ કશું, દેવનીસ્થાપના મૂર્તિ પ્યારી; ભક્તિ.
ભક્તિના અંગ સર્વે ગ્રહી ભાવથી, સેવિયે તે સદા સુખકારી;
ભક્તિવિણ પાર નહિ હોય સંસારનો, ભક્તિથી ટેવ ટળશે નઠારી. ભક્તિ.
ભક્તિ આધીન વિભુ આત્મા ભવ તરે, ભક્તિથી સ્વર્ગ સિદ્ધિ સુહાવે,
દેવની ભક્તિ પણ જીવના સમ્મુખી, ભક્તિકર્તા સદા સિદ્ધ થાવે. ભક્તિ.
દેવની ભક્તિથી શક્તિ શુભ જાગતી, ચિત્ત લય ભક્તિથી ભવ્ય ભાળો;
ભક્તિમાં મિષ્ટતા સમ્પજે સ્હેજમાં, ભક્તિના માર્ગમાં આયુ ગાળો. ભક્તિ.

ભક્તિમાં ચિત્ત વૃત્તિ તણો રોધ છે, ભક્તિથી જ્ઞાનની જ્યોતિ જાગે;
ભક્તિથી આંતર નહિ પ્રભુનું કદી, ભક્તિથી ભક્તની ભ્રાન્તિ ભાગે. ભક્તિ.

ભક્તિના તોરમાં જોર છે કંઈક નવું, ભક્તિનો યોગ કલિકાલ મોટો:
ભગતિયા તેલ જેવી લહો ભક્તિને, ભક્તિનો યોગ નહિ ભાઇ છોટો. ભક્તિ.

ભક્તિ સાકારની સાધાએ સત્યથી, ભક્તિ સાકારમાં ચિત્ત લાગે:
પગથીયું મુક્તિનું ભક્તિ છે આદ્યમાં, ચિત્ત ચેતન પ્રભુ ભકિત જાગે. ભક્તિ.

ભક્તિ ભળતી રહે યોગના રંગમાં, ભકિત પણુ યોગ છે યોગ ભકિત:
બેઉ ભેળાં રહે નામ જુદાં લહે, ભકિતના યોગથી સત્ય શકિત. ભકિત.

ભકિત ગંગાસમી તીર્થ સાચું ગણું, ભકિતના યોગમાં ભૂલ નાવે:
ભકિતથી શુન્ય વૃત્તિ લહે બાહ્યમાં, ભકિતથી સત્ય આનન્દ થાવે. ભકિત.

ભકિતની ધુનમાં દેવ છે આતમા, ભકિત રસથી રસિક કહાવે:
ભકિતના પગથીયે પાદ મૂકયા થકી, જન્મ મૃત્યુ તણા દુઃખ જાવે. ભકિત.

ભકિતથી સર્વ મળે, મોહ માયા ગળે, ભકિતના ભોજને ભૂખ ભાગે:
ભકિત અમૃતતણું પાન કીધા થકી, પ્રાણી રંગાય નહિ અન્યરાગે. ભકિત.

ભકિતની ઔષધિ રોગ સહુ ટાળતી, ભકિતના ભાવથી નિત્ય રાચું:
ભકિત ભગવન્તની ભેદ સહુ ભાગતી, દેવ ભકિત સહિત જ્ઞાન સાચું. ભકિત.

શુદ્ધ ભાવે રમી ભકિત સાચી લહે, આત્મની ભકિતના કોઇ ભોગી;
બુદ્ધિસાગર નિરાકારની ભકિતને, જ્ઞાનથી સાધતા કોઇ યોગી, ભકિત.

**ભજનસંગ્રહ ભાગ બીજો.**

**ભાવાર્થ—હે ભવ્ય જીવ ! તું દેવની ભકિત કર. માનસિક વાચિક અને કાયિક એ ત્રણ પ્રકારની ભકિત છે. પરમાત્મા જિનવરનું નામ જપી તેમાં રમણુતા કર. કારણ**

કે જિનવરનું નામ સાચું છે. પ્રભુને ગાવાથી હૃદય નિર્મળ બને છે, જિનેન્દ્રની ભકિત વિના સર્વ કૃત્ય કાચાં છે.

લુણવિના જેમ ભોજનમાં રસ પડતો નથી, તેમ ભકિતવિના સેવા પણ લુખી છે. દેવની ભકિતથી મોક્ષનાં સુખ પ્રાપ્ત થાય છે. ભકિતવિના જગત્ના જીવો મોહ માયામાં ફસીને દુઃખી થાય છે.

શ્વાસોશ્વાસે પરમાત્મા સ્વરૂપનું સ્મરણ કરવું. પરમાત્માજ ધ્યેયરૂપે હૃદયમાં ધારણ કરવા. પ્રેમની ભકિતમા પ્રભુ અને ભકતને કશું અંતર રહેતું નથી.

અર્થાત્ પરમાત્મરૂપ ભકત બને છે. પરમાત્માની પ્રતિમાદ્વારાએ પરમાત્માની ભકિત કરીને પણ પરમાત્મસ્વરૂપ હૃદયમાં ધારણ કરવું.

ભકિતના જે જે અંગો શાસ્ત્રમાં કહ્યાં છે, તે સર્વ સુખકારી અંગોનું સેવન કરવું.

પ્રભુભકિતવિના હે ભવ્ય જીવો ! સ્મૃતિમાં રાખશો કે આ સંસાર પરિભ્રમણનો પાર આવનાર નથી. હે બંધુઓ ! અનેક નઠારી ટેવો તમારામાં હશે તે પણ સત્ય ભકિતથી નાશ પામશે.

પરમાત્મપણું પ્રત્યેક આત્માઓમાં સત્તાએ રહેલું છે. પણ તે કર્મથી આચ્છાદિત થયું છે. પણ તે પરમાત્મપણાનો પ્રગટ ભાવ થવો તે ભકિતના આધીન છે. સર્વ

પ્રકારની સિદ્ધિયો પણ ભકિતથી પ્રગટ થાય છે. પરમાત્માની ભકિત કરવી તે પણ આત્માનેજ ફળની આપનારી થાય છે. કારણ કે ભકિતનો પરિણામ આત્મામાંથી ઉત્પન્ન થાય છે; ભકિતનો પરિણામ જ્યારે આત્મામાં થાય છે, ત્યારે કર્મના આવરણો ટળે છે અને આત્મસુખની ખુમારી પ્રગટે છે અને ભકિતનો કર્તા પુરૂષ અંતે સિદ્ધ પરમાત્મા રૂપે બને છે, કારણ કે આત્મા પરમાત્માનું ધ્યાન ધરતો છતો પોતે પરમાત્મા રૂપે બને છે:

પરમાત્માની ભકિતથી અનેક લબ્ધિરૂપ શકિતયો પ્રગટે છે. ભકિતથી ચીત્તનો લય થાય છે, પરમાત્મામાં ચિત્ત લાગવાથી રાગદ્વેષનો નાશ થાય છે. તેથી બાહ્ય પદાર્થોપ્રતિ મનની શુન્યતા વર્તે છે. ભકિતમાં દરેક જીવોને કંઇક મીઠાશ ઉપજે છે. માટે હે ભવ્ય જીવો ! તમે ભકિતના માર્ગમાં જ આયુષ્ય વ્યતીત કરો, કારણ કે ખરેખરી જન્મની સાફલ્યતા તેથીજ છે.

પરમાત્મ ભકિતમાં ચિત્તવૃત્તિનો રોધ થવાથી યોગની પણ પ્રાપ્તિ થાય છે. અને પરમાત્મસ્વરૂપમાં ચિત્તવૃત્તિનો રોધ કરવાથી સ્થિરતા થાય છે. અને તેથી શુદ્ધ જ્ઞાન પ્રગટે છે; ભકિતથી પરમાત્માનું આંતરૂ નથી. આવું ફરીવાર કહેવાથી સિદ્ધાંત કર્યો છે કે, ભકિતની ધુનમાં હું આત્મા અને પરમાત્મા અન્ય એવું જે અંતર હતું તે ભકિતની ધુનથી ભાગી જાય છે. અને શુદ્ધ ભકિતથી ભકતની

સર્વ ભ્રાન્તિયો ભાગે છે, એમ ખરેખર અનુભવમાં આવે છે.

શુદ્ધ ભકિતના તોરમાં જોર નવા પ્રકારનું જાગ્રત થાય છે. કલિકાલમાં ખરેખર ભકિતનો યોગ મોટામાં મોટો છે, પરમાત્મપ્રતિ પ્રેમભાવ અને પ્રાપ્તવ્ય ઉપાયોમાં સદાકાળ આસક્ત રહેવાથી અંતે પરમાત્મદર્શન થાય છે, અલ્પકાલમાં પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે, ગૃહસ્થ અને સાધુને અધિકાર પ્રમાણે ભકિત કરવાની પ્રવૃત્તિ શાસ્ત્રમાં કહી છે. જગતૂના જડપદાર્થોપર જે પ્રેમ થાય છે તે સર્વ પ્રેમને ખેંચી પરમાત્મસ્વરૂપપ્રતિ જોડવાથી પરમાત્મભકિતની ખુમારી અનુભવાય છે. જેટલા જેટલા અંશે પરમાત્મસ્વરૂપપર પ્રેમ પ્રગટે છે, તેટલા તેટલા અંશે સંસારના પદાર્થોઉપરથી પ્રેમ ઘટે છે. છેવટે વીતરાગ દશાની સ્થિતિ આત્મા પ્રાપ્ત કરે છે, પણ યાદ રાખવું જોઇએ કે પરમાત્મપણું પોતાના આત્મામાં છે તે પ્રગટ કરવાજ ભકિતની કુંચી છે, એમ નિર્ધાર કરવો. ભગતીયા તેલ જેવી જો ભક્તિ હોય ત્યારેજ પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે.

## भगतिया तेल जेवी भक्तिनुं दृष्टान्त.

વિદ્યાપુર નગરમાં એક ગરીબ દુઃખી પરમાત્માનો ભકત ખેડૂત રહેતો હતો. એક વખત તેના ખેતરમાં કશું પાકયું નહિ. ત્યારે તે બિચારો અત્યંત દુઃખી થયો, રાજા પોતે ખેતરનો કર ઉઘરાવવા ઘેર આવ્યો. પેલો ખેડુત

મોટી માળા લેઈ પરમાત્માનું ભજન કરતો હતો. રાજાએ તેની કંગાલ સ્થિતિ તથા ભકતદશા દેખી અને મનમાં વિચાર કર્યો કે પ્રભુના ભકતનો કર ન લેવો જોઇએ. રાજાએ પેલા ભકત ખેડુતનો કર માફ કર્યો. આ વાત બીજા ખેડુતોએ જાણી, અને તેઓ સમજી ગયા કે રાજા ભકત ખેડુતોનો કર લેતો નથી, તેથી તેઓ પણ બે બે હાથની લાંબી માળાઓ લેઇ મોટા સ્વરથી પ્રભુનું નામ જપવા મંડી પડયા, રાજાએ સર્વ ભકત ખેડુતોનો કર માફ કર્યો. આ વાત પ્રધાનના મનમાં રૂચિ નહિ.

પ્રધાને વિચાર કર્યો કે આમ કરવાથી તો ઠગભકતો ઘણા ઉત્પન્ન થવાના. માટે કોઇ સાચો ભકત હોય તેનોજ કર ન લેવો. બાકી ઠગભકતોનો કર તો લેવો જોઇએ. એમ રાજાને સમજાવ્યું. ત્યારે રાજાએ કહ્યું કે, તમો ખરા ભગતની પરીક્ષા કરી તેનો કર માફ કરો અને બાકીનાનો કર લો. આ પ્રમાણે આજ્ઞા આપવાથી પ્રધાને મનમાં એક યુકિત શોધી કાઢી અને સિપાઇઓને હુકમ કર્યો કે, જાઓ જેટલા ભગત હોય તેમને કહો કે રાજાની છાતીમાં એક જાતનો રોગ થયો છે માટે તે રોગની શાંતિને માટે ભકતોના કાળજાનું તેલ જોઇએ છે, માટે સર્વ ભકતોને બોલાવી ઘાંચીની ઘાણીમાં ઘાલી પીલી તેનું તેલ કાઢો. આ પ્રમાણે ભકતોને આજ્ઞા સંભળાવી તેઓને પકડી લાવો, પ્રધાનનો હુકમ લેઈ સિપાઇઓએ ભકત ખેડુતોની પાસે જઈ આ હુકમ

સંભળાવ્યો. આજ્ઞા સાંભળી પેલા જૂઠા ભક્તો ડરી ગયા. મનમાં બહુ ગભરાયા, કપાળે કરેલાં ટીલાં ભુસી નાખ્યાં મોટી મોટી માળાઓ હતી. તે ચુલામાં નાખી દીધી. સિપાઇઓ પુછવા લાગ્યા કે તું ભકત છે ત્યારે તે કહેવા લાગ્યો કે હું તો પરમાત્માનું નામ પણ દેતો નથી. મારે અને પરમાત્માના નામને કંઇ સંબંધ નથી. સર્વ જૂઠા ભક્તો કહેવા લાગ્યા કે અમો પ્રભુના ભકતજ નથી. માટે અમારૂં નામ દેશો નહિ. છેવટે પેલો ગરીબ ખેડુત મળ્યો. તેણે કહ્યું કે હું પરમાત્માનો ભકત છું, મને ભલે તમે લેઇ મારા શરીરનું તેલ કાઢો. રાજાના કામમાં મારૂં શરીર વપરાશે તો મારા આત્માને ધન્યવાદ આપીશ. તે ભકતને પકડી સિપાઇઓ ધાણી પાસે લાવ્યા. તેનું સાહસ અને નિડરતા અને પ્રભુનો પ્રેમ જોઈ પ્રધાને ત્હેને ધન્યવાદ આપ્યો અને બાકીના ખેડુત ભકતોની પાસેથી કર લીધો. આ દૃષ્ટાંતમાં કહેલા ભકતની પેઠે પરમાત્માની ભકિત થાય તોજ આત્મકલ્યાણ થાય છે. પરમાત્માની ભકિતમાં તન, મન, ધન, અને પ્રાણનો નાશ થાય તો ભલે થાઓ પણ પરમાત્મભકિતમાં સ્થિર રહેવું એવી જેની દૃઢ પ્રતિજ્ઞા છે, તેવા પુરૂષો પરમાત્મભકિતથી ખરેખર સત્યસુખ સદાને માટે પ્રાપ્ત કરે છે.

સાકાર પરમાત્માની અર્થાત્ દેહધારી તીર્થંકરની ભકિત છે પણ સિદ્ધ થએલ નિરાકાર પરમાત્માની પણ ભકિત

છે. બાળજીવો સાકાર પ્રભુ પ્રતિમાદ્વારા ભકિતની આરાધના કરે છે. કારણ કે. સાકાર પ્રભુનું સ્વરૂપ તેઓ સમજી શકે છે. માટે સાકાર પરમાત્માની પંડિતોએ પ્રથમ દશામાં ભકિત કરવી અને યોગ્યતા પ્રાપ્ત થતાં નિરાકાર પરમાત્મ-સ્વરૂપની ભકિત કરવી. મુકિતનું પ્રથમ પગથિયું ભકિત છે, કારણ કે પ્રથમાવસ્થામાં દરેક જીવો ભકિતથી ચઢી શકે છે. પરમાત્માની ભકિત કરવાથી આત્મા પોતાના સ્વરૂપે જાગ્રત થાય છે એમ સિદ્ધાંતોમાં કહ્યું છે.

ભકિત યોગના રંગમાં ભળતી રહે છે. ભકિતના બે પ્રકાર છે. દ્રવ્ય ભકિત અને ભાવભકિત; તેમાં ભાવભકિત છે તે ધ્યાન—સમાધિરૂપ છે તેથી તે યોગ કહેવાય છે. અને યોગ પણ આ દશાને અનુસરી ભકિત તરીકે ઓળખાયછે. અર્થાત નામ જુદાં અને અર્થ એક એવી સ્થિતિ બને છે. ભકિત અને યોગ એક પરિણતિરૂપ થવાથી ભેળાં રહે છે અને ફકત નામમાં જ ભેદ રહે છે. ખરેખર ભકતોએ ભકિતના યોગથી સત્ય શકિતઓ પ્રગટાવી છે.

ભકિત તેજ ગંગાતીર્થ છે, ભકિત તેજ કાશી તથા પ્રયાગ તીર્થ છે. ભકિતથી ભૂલ થતી નથી. બાહ્ય પદાર્થો છે પણ તેમાંથી ચિત્તરૂચિ ઉઠી જવાથી નથી એમ ભાસે છે તેમાં ભકિતનુંજ મહાત્મ્ય છે. ખરેખરો આનંદ પ્રાપ્ત કરવો હોય તો ભકિતનું સેવન કરો.

ભક્તિની ધુનમાં આત્મા તે પરમાત્માજ ભાસે છે; કારણુ કે પરમાત્માની દશા જેવી તે વખતે પોતાની દશા અનુભવાય છે. ભક્તિનો રસ જેણે ચાખ્યો છે તેજ ખરે-ખરો રસિક કહેવાય છે. શુષ્કજ્ઞાનિયો ભક્તિનો રસ ચાખી શકતા નથી. કોઈ એમ કહે કે અમે પરમાત્માની ભક્તિ શા માટે કરીએ ? તેના ઉત્તરમાં કહેવાનું કે—ભક્તિથી સર્વ વસ્તુઓ મળે છે. જેવી વૃતિથી પરમાત્માની ભક્તિ કરવામાં આવે છે, તેવું ફળ મળ્યા વિના રહેતું નથી. સિદ્ધાંતો પ્રતિ-પાદન કરે છે કે પરમાત્માની ભક્તિ કદી નિષ્ફળ જતી નથી. તેથી મોહમાયા તુર્ત ગળે છે. જેમ સૂર્યના તાપથી હિમ ગળે છે તેમ ભક્તિથી મોહ ગળે છે એમ સત્ય ભાસે છે.

ભક્તિના ભોજનથી અમૃત રસનો સ્વાદ ચખાય છે, અને તેથી ભૂખ ભાગી જાય છે. અર્થાત્ સંસારની તૃષ્ણાનો નાશ થાય છે, ભક્તિરૂપ અમૃતનું પાન કરતાં અન્ય બાહ્ય-પદાર્થોના રાગે રંગાવાનું થતું નથી.

ભક્તિરૂપ ઔષધિ સર્વરોગોને ટાળે છે. ભક્ત કહે છે કે ખરેખર હું તો ભક્તિના ભાવમાં રાચું છું. કારણુ કે ભગવાન્‌ની ભક્તિ હું તું ના સર્વ મોહ ભેદને ભાગી નાખે છે. પરમાત્માની ભક્તિપૂર્વક જે જ્ઞાન છે તેજ સાચું છે.

ભવ્યાત્માઓ શુદ્ધાત્મ રમણુતારૂપ સત્યભક્તિને પામી શકે છે. આત્મસ્વરૂપમાં સદાકાળ લયલીન થવું. તેવી ઉત્કૃષ્ઠ

ભક્તિના ભોગી જગત્‌માં વિરલા છે. બુદ્ધિસાગર, અર્થાત્ જ્ઞાનના સાગરભૂત એવા નિરાકાર સિદ્ધ ભગવાન્‌ની ભક્તિને કોઈ વિરલા પુરૂષો અધ્યાત્મજ્ઞાનથી સેવે છે; તેજ ખરેખર ઉત્કૃષ્ટ યોગીઓ ગણાય છે એમ બુદ્ધિસાગર કહે છે.

પરમાત્માની ભક્તિમાં તલ્લીન થનાર પોતાને પ્રભુરૂપ સમજે છે. ભક્તિની પ્રથમાવસ્થામાં ભકત પોતાને ભગવાન્‌નો દાસ (સેવક) માને છે. ભક્તિની બીજી અવસ્થામાં ભકત પોતાના આત્માને પરમાત્માના સમાન માને છે. જેવી પરમાત્માની સત્તા છે, તેવી મારી સત્તા છે માટે પરમાત્માને પોતાના તુલ્ય ગણી મિત્ર બને છે. ભક્તિની ઉત્કૃષ્ટ અવસ્થા ત્રીજી પ્રાપ્ત થતાં ભકત પરમાત્મારૂપ બને છે. सोऽहंએ પદનો સાક્ષાત્ અનુભવ કરે છે.

જેમ ઇયળ ભમરીનું ધ્યાન ધરી પોતે ભમરીરૂપ થાય છે, તેમ આત્મા પણ પરમાત્માની ભક્તિ કરતો છતો પોતે પરમાત્મા બને છે. અશુદ્ધ સુવર્ણ જેમ કારણ સામગ્રી પામી શુદ્ધ સુવર્ણતાને પ્રાપ્ત કરે છે તેમ આત્મા પણ ભક્તિરૂપ સામગ્રી પામી પરમાત્મપદ પ્રાપ્ત કરે છે.

લડવૈયો જેમ લડાઇમાં મસ્તકકોરે મૂકીને લડે છે અને જય પ્રાપ્ત કરે છે તેમ ભકતરૂપ લડવૈયો કીર્તિ, લાજ, અપવાદ આદિ સર્વનો ત્યાગ કરીને પરમાત્માની ભક્તિની ધુનમાં અનહદ નાદ વગાડતો છતો જય પ્રાપ્ત કરે છે અને પોતે પરમાત્મપદને પ્રાપ્ત કરે છે.

લડવૈયો જેમ ક્ષુધા, તૃષા, ઘા આદિ અનેક ઉપસર્ગો સહન કરીને રાજાની સેવા ઉઠાવવા બાકી મૂકતો નથી, તેમ ભકત રૂપ લડવૈયો નિંદા, હેલના, રોગ ક્ષુધા અને પિપાસા આદિ અનેક ઉપસર્ગો સહન કરીને પરમાત્મપદની પ્રાપ્તિ માટે કર્મ શત્રુઓની સાથે લડે છે અને પરમાત્મપદ પ્રાપ્ત કરે છે.

પરમાત્મામાં મન લગાડવું. પરમાત્મ સ્વરૂપમાં મન એવું લગાડવું કે કદી બહિર્મુખ થાય નહિ, આજ પરમાત્માની પરમ ભકિત ગણાય છે. પરમાત્મરૂપ થવા માટે રાગ દ્વેષનો ક્ષય કરવો એજ સત્યભકિત છે. મન વિનાની ભકિત લુખી છે એમ લોકમાં કહેવત છે. આ કહેવત અક્ષરેઅક્ષર સાચી છે. માટે તેની સત્યતા કરવા માટે પરમાત્મ સ્વરૂપમય પોતાનો આત્મા છે તેથી આત્માના અસંખ્ય પ્રદેશમાં મન લીન કરવું કે જેથી આત્મ ક્ષેપક શ્રેણી માંડી ઘાતીકર્મનો ક્ષય કરી પરમાત્મા થાય.

---

## गुरूभक्ति.

પરમાત્માની પેઠે ગુરૂભક્તિ પણ તેટલાજ ભાવથી કરવી જોઈએ. કારણકે ગુરૂવિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી. અને જ્ઞાનવિના ભકિત પણ પ્રાપ્ત થતી નથી. ચાર પ્રકારનો આહાર, વસ્ત્ર, પાત્ર વસતિદાન આદિથી ગુરૂની ભકિત કરવી જોઇએ. શ્રી સદ્ગુરૂની આવી આહારાદિક ભકિત વિના શ્રીસ-

દ્ગુરૂ, હૃદયથી જ્ઞાન આપતા નથી, સિદ્ધાંતોના જ્ઞાતા, નિઃસ્પૃહ, અને દયાળુ સદ્ગુરૂ પ્રેમથી જે પરમાત્મસ્વરૂપ સમજાય છે, તે અન્ય કોઇ સમજાવવા સમર્થ નથી. માટે શ્રી સદ્ગુરૂનો મોટો ઉપકાર છે. કહ્યું છે કે—

समकितदायकगुरुतणो पच्चुवयार न थाय ।
भव कोडाकोडी करे करतां कोटि उपाय ॥१॥

શુદ્ધ તત્ત્વજ્ઞાન આપનાર સદ્ગુરૂનો પ્રત્યુપકાર થઇ શકતો નથી. કોડાકોડી ભવમાં કોટિ ઉપાયો કરતાં ઉપકારનો બદલો વાળી શકાતો નથી. શ્રી સદ્ગુરૂવિના પરમાત્મા પણ કદી જણાયા નહોતા. માટે શ્રી સદ્ગુરૂ વિશેષ ઉપકારી છે. જો કે પરમાત્મપદ મોટું છે તોપણ ઉપકારની અપેક્ષાએ સદ્ગુરૂજી પૂજ્ય છે, કહ્યું છે કે ઉપકારની અપેક્ષાએજ લેઈને શ્રી પંચપરમેષ્ટિ મંત્રમાં સિદ્ધપદ અષ્ટકર્મથી રહિત છે તોપણ અરિહંત પદ પ્રથમ છે. શ્રીસદ્ગુરૂની તન, મન અને ધનથી ભક્તિ કરવી. અર્થાત્ કહેવાનો સારાંશ કે, કાયાથી ગુરૂને નમવું, વાણીથી ગુરૂના ગુણ ગાવા, મનથી ગુરૂના ગુણ ચિંતવવા, તનથી ગુરૂની પ્રભાવના માટે લાખો રૂપિયા ખર્ચવા, ગુરૂની ભક્તિમાટે પ્રાણ પણ હિસાબમાં ગણવા નહિ, શ્રી સદ્ગુરૂના ઉપદેશાનુસાર સદ્વર્તન રાખવું, ગુરૂનો અવિનય ન થાય તેમ વર્તવું. શ્રી સદ્ગુરૂની નિંદા કાને સાંભળે નહિ, કોઈ ગુરૂની નિંદા કરતું હોય તો ત્યાં ઉભો રહે નહિ, સમકિતના

દાતા ગુરૂ તો માથે સાધુ મહારાજ એક હોય છે, એવાજ સદ્ગુરૂ ખરેખરા ઉપકારી છે. સાધુતરિકે ચારિત્ર ધારણ કરનાર ગચ્છમાં રહેલા અનેક ગુરૂઓ છે તે ચારિત્રની અપેક્ષાએ પૂજ્ય છે. સમકિતની અપેક્ષાએ તો એક મુનિ કે જેણે ધર્મ પમાડયો છે, તે સદ્ગુરૂ છે. વન વનમાં હસ્તિયો હોતા નથી, યુગ યુગમાં કંઇ દેવ હોતા નથી, માથું મુંડાવ્યું એટલા માત્રથી સર્વે કંઈ ગુરૂ હોઈ શકતા નથી. માટે સમકિત વા ચારિત્રપ્રદ ચારિત્રધારક સદ્ગુરૂ જે જે હોય તેવાની ખરા અંતઃકરણથી ભક્તિ કરવી.

શ્રીસદ્ગુરૂ ઉભા થાય ત્યારે ઉભા થવું, બેસે ત્યારે બેસવું, તેમની આજ્ઞા લેઈ બોલવું, તેમના પ્રાણ પડે તોપણ દુર્બુદ્ધિથી નિંદા કરવી નહિ, સાક્ષાત્ ગુરૂ હોય ત્યારે તેમની વિધિપૂર્વક વંદના કરવી, વારંવાર તેમની સેવામાં હાજર રહી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવી, તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. ભાવથી તેમનું પૂજન કરવું, આપણે પણ મનુષ્ય છીએ અને ગુરૂ પણ મનુષ્ય છે એમાં શું વિશેષ છે? એવી દુર્બુદ્ધિનો ત્યાગ કરવો. માતા, પિતા, પુત્ર, સ્ત્રી, ધન અને રાજ્ય કરતાં પણ શ્રીસદ્ગુરૂને અધિક માનવા, શ્રીસદ્ગુરૂની આજ્ઞામાં શંકા કરવી નહિ, પરમાત્માનીભક્તિની પેઠે ગુરૂની ભક્તિ પણ સદાકાળ આગમાનુસારે કરવી. ગુરૂ જ્યારે પાસે ન હોય ત્યારે તેમની છબી વગેરેનું સાક્ષાત્ ગુરૂની પેઠે બહુ માન અને વિનયથી પૂજન કરવું,

મન વચન અને કાયાથી ભક્તિ કરવી, ગુરૂની ભક્તિવિના જે પરમાત્માની ભક્તિજ કરવા ધારે છે તેને પરમાત્માની ભક્તિ ફળતી નથી. કારણકે જે જ્ઞાન આપનાર સાક્ષાત્ ઉપકારી ગુરૂની ભક્તિ કરતો નથી તે પરમાત્માને શી રીતે ભજી શકે ? અલબત સેવી શકે નહિ. દાખલો કે જેમ કોઇ મનુષ્ય પોતાની માતાનો ઉપકાર જાણી શકતો નથી તે પિતાનો ઉપકાર શી રીતે જાણી શકશે ? અલબત જાણી શકે નહિ. માટે ગુરૂભક્તિપૂર્વક પરમાત્માની ભક્તિ સફળ છે. ગુરૂની ભક્તિથી ભવ્ય જીવો આ ભવમાં અને પરભવમાં સુખી થાય છે. વેશ્યાના જેવા જે સ્વાર્થી હાજી હા કરનારા મનુષ્યો સદ્‌ગુરૂને પ્રાપ્ત કરી શકતા નથી. ધારના ખીલા જેવા જેભક્તો છે તે પણ ગુરૂની શ્રદ્ધા ભક્તિથી રહિત છે માટે ઉત્તમ ભક્ત બની શ્રદ્ધાથી સદ્‌ગુરૂની ભક્તિ કરી સદ્‌જ્ઞાન પ્રાપ્ત કરવું.

આ પ્રમાણે પરમાત્મા અને સદ્‌ગુરૂની ભક્તિ કરવી, બાકી જે જે સત્પુરૂષો હોય તેમની પણ યથાયોગ્ય ભક્તિ કરવી. સંઘની ભક્તિ કરવી. આ પ્રમાણે જે ભક્તિનું આરાધન કરે છે તેપરમસુખ પ્રાપ્ત કરે છે, પાપનો ક્ષય કરે છે, ઉચ્ચ થતો જાય છે, જગતમાં પરમપૂજ્ય બને છે. પરમાત્મરૂપ થઇ સદા શાશ્વત સુખ ભોગવે છે.

---

૧૨

## દાનરત્ન.

દાન દેવું—પોતાની શક્તિ અનુસારે અન્ય જીવોને કંઈક આપવું. અન્ય જીવોને દાન આપવાથી પોતાને શો ફાયદો ? આમ સ્વાભાવિક પ્રશ્ન થશે. આના ઉત્તરમાં કહેવાનું કે અન્ય જીવોને દાન દેવામાં આપણે જે વસ્તુઓ આપીએ છીએ તેના બદલામાં આપણે ઉત્તમ સુખમય વસ્તુઓ પ્રાપ્ત કરીએ છીએ. માટેજ દાન આપવાની ખાસ આવશ્યકતા છે. પોતે જે દાન કરીએ છીએ તેના કરતાં ઘણું પ્રાપ્ત કરીએ છીએ. પોતે જે જ્ઞાન દાન આપીએ છીએ તેના કરતાં તેના બદલામાં આપણે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. આ બાબતમાં નીચેની કવિતા વાંચવા યોગ્ય છે.

### દાન મહિમા.

દાનને દેઈએ દાનને દેઈએ, દાન દીધા થકી પુણ્ય વૃદ્ધિ;
દાનથી સ્વર્ગની પ્રાપ્તિ છે સહજમાં, દાનથી હોય સર્વત્ર સિદ્ધિ. દાન. ૧
થાય વશમાં સહુ વૈરિયો દાનથી, સ્વર્ગ પાતાળમાં કીર્તિ ગાજે,
દાનથી દેવતા સેવતા ચરણને, દાનથી મુક્તિનાં શર્મ છાજે. દાન. ૨
દાન દીધાથકી સર્વ દોષો ટળે, દાનથી ધર્મનું બીજ વાવે,
સાધુને પ્રેમથી દાન દીધાથકી, પ્રાણિયા મુક્તિમાં શીઘ્ર જાવે. દાન ૩
દાન છે પંચધા સૂત્રમાં ભાખિયું, અભય સત્પાત્રથી સ્વર્ગસિદ્ધિ.
શાલિભદ્રે લહી ક્ષીરના દાનથી, વસન ભોજન અને દિવ્ય ઋદ્ધિ. દાન. ૪

દાનના પરિણામ ધારણ કરવા જોઇએ. શ્રીતીર્થંકરો સાધક અવસ્થાના પૂર્વભવમાં સર્વ જીવોને કર્મરૂપ શત્રુઓના ફંદામાંથી છોડાવવાને ભાવ અભયદાનના ઉત્તમ વિચારો કરે છે, તેના યોગે પુણ્યાનુબંધી પુણ્ય બાંધી તીર્થંકર તરીકે અવતાર ધારણ કરે છે. બીજાઓને દુઃખોમાંથી છોડાવવાનો મનમાં વિચાર કરવો તેમજ સર્વ જીવોને ધર્મ પમાડું કે જેથી સર્વે અનંત આનંદને પામે આવું માનસિક અભયદાન એવું બળવાન્ છે કે તે ઉત્તમ તીર્થંકરના અવતારને પમાડે છે. અહો; આ ઉપરથી ધર્મબંધુઓએ વિચારવું કે તીર્થંકર સુધીની પદવી પામવાની તમારા હાથમાં છે. કારણ કે જે તમારૂં મન ખરાબ વિચારો કરે છે તેજ જો સારા વિચારો કરે તો ( અભયદાનના વિચારો કરે તો ) તમો ઉત્તમ થઈ શકો. મનમાં અભયદાનના સંકલ્પો કરવાથી સર્વ જગત્નું ભલું થાય એવા અવતારો ધારણ કરી શકાય છે અને તેના યોગ્ય સર્વ સાધનો મળે છે. અભયદાનના વિચારમાં અનંતશક્તિ રહી છે. મનુષ્યોની પાસે મન રહ્યું છે તેમ છતાં અજ્ઞાનને લીધે અજ્ઞો કહે છે કે અમારી પાસે કંઈ નથી તેથી શી રીતે અભયદાન કરી શકીએ; આના ઉત્તરમાં તેઓને સ્પષ્ટ સમજવાનું કે તમારી પાસે મન છે, ક્ષણે ક્ષણે મનમાં અભયદાનના વિચારો કરો. સર્વ જીવોને ધર્મી બનાવું,

સર્વ જીવોને અપૂર્વ જ્ઞાન આપું, સર્વ જીવોને કદાપિકાળે મરે નહિ એવું ભાવપ્રાણનું દાન આપું, આવા ઉત્તમ-પુણ્યનો જથ્થો ખેંચી આત્મા ઉત્તમ અવતાર ધારણ કરે છે.

વાણીથી જીવદયાનો ઉપદેશ દેવો. મરતા પ્રાણીઓને અસરકારક ભાષણ આપવું, જીવ દયાથી જે જે લાભો થતા હોય તે વાણીદ્વારા ઉપદેશવા; અભયદાનનો અમૂલ્ય મહિમા ગાવો વગેરે વાણીથી અભયદાન જાણવું.

કાયાથી અભયદાન દેવા માટે જીવોને મરતા બચાવવા, હાથ પગ શરીરનો ઉપયોગ કરવો. જીવોની યતના કરવી. મારનારને શરીરથી વારવા. કામકાજ કરતાં શરીરથી જીવોને બચાવવા. શરીરબળથી જીવો ન મરે તેવા અનેક ઉપાયો યોજવા. ગમે ત્યાં જીવો મરતા બચાવવા માટે જવું. હાથથી જીવો મરતા બચે તે માટે જીવદયાનાં અનેક પુસ્તકો લખવાં, છપાવવાં અને અન્યને આપવાં ઇત્યાદિ કાયાથી અભયદાન જાણવું.

લક્ષ્મી વા રાજ્ય આદિની સત્તાવડે જીવોને મારનારાઓનો નિષેધ કરવો. સત્તાબળવડે કોઈ જીવોને મારે નહિ એવા જાહેર હુકમ કઢાવવા, લક્ષ્મીનો વ્યય કરીને પણ મનુષ્ય પશુ અને પંખી મરતાં વા મારતાં બચાવવાં હિંસક જીવોને લક્ષ્મી આપી પશુ પંખી મારવાના ધંધા છોડાવવા, લક્ષ્મીનો વ્યય કરી જીવોને મરતા વા મારતા

બચાવવા માટે ઉપદેશકોની પાસે ઉપદેશ દેવરાવવો, જીવદયાનાં પુસ્તકો રચવા માટે ધન આપવું. જીવદયાનાં પુસ્તકો છપાવવા માટે ધનનો ખર્ચ કરવો. લક્ષ્મીનો વ્યય કરી જીવોને મરતા બચાવવા માટે ઉત્તમ ઉપાયો યોજવા. મનુષ્યોને મરતા બચાવવા માટે લક્ષ્મીનું દાન કરવું. હિંસાના વ્યાપારો ( જેવા કે કસાઇઓના વગેરે ) વગેરેનો નાશ કરવા માટે લક્ષ્મીનું દાન આપવું. છજીવની મન વચન અને કાયાથી રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લેનારાઓને માટે લક્ષ્મીનું દાન કરી તેઓના કાર્યમાં મદદ કરવી. સમકિત વા સમ્યગ્જ્ઞાન વગેરે જૈનતત્ત્વનું અભયદાન આપવા માટે લક્ષ્મીનો પૂર્ણ વ્યય કરવો. સાધુઓ થઈ જે જીવદયાનો ઉપદેશ દેતા હોય તેઓને લક્ષ્મીના દાનથી સહાય આપવી. સાધુઓને ધન આપવું જોઇએ નહિ પણ તેઓ જીવદયાનો ઉપદેશ દેતા હોય અને તેઓના ઉપર હિંસક લોકોએ કાવતરૂ રચ્યું હોય તો તે કાવતરાના નાશ માટે તથા સાધુઓની તથા સાધ્વીઓની દવા માટે લક્ષ્મીનો વ્યય કરવો–સર્વથાપ્રકારે સર્વજીવોને દ્રવ્ય અને ભાવથી અભયદાન આપનાર, અપાવનાર અને અપાવનારની અનુમોદના કરનાર સાધુઓ તથા સાધ્વીઓ છે. માટે સાધુ અને સાધ્વીઓ થવામાં તથા તેમના રક્ષણમાં જે લક્ષ્મીનો વ્યય કરવો છે તે સર્વ જીવો માટે અભયદાન

આપવા બરોબર છે. જગતના જીવોની દયા ફેલાવવામાં મન વચન અને કાયાથી પૂર્ણ અભયદાન કરનાર સાધુઓ તથા સાધ્વીઓ છે. જીવોની દયા માટેજ તેઓ દીક્ષા અંગીકાર કરી પંચ મહાવ્રત ધારણ કરે છે, માટે સાધુઓની ભક્તિ માટે જે લક્ષ્મીનો વ્યય કરવો તે પણ અભયદાનરૂપજ છે. કોઇ પણ પ્રકારની સત્તાથી પોતાના તાબામાં રહેલા મનુષ્યો પાસે પશુ પંખીઓની હિંસા છોડાવવી. તાબાના મનુષ્યોને માંસ ખાતા વા ખવરાવતા અટકાવવા, તેમજ દેવદેવીઓ આગળ બકરા અને પાડાના ભોગ થતા અટકાવવા. બકરા અને પાડા વગેરેના પ્રાણનો નાશ થાય તેવા યજ્ઞો થતા અટકાવવા; પોતાની સત્તાથી પશુ પંખીઓને કોઈ મારે નહિ એવો કુમારપાળ રાજાની પેઠે જાહેર પટહ વજડાવવો. જાહેર ખબરો છપાવવી, પ્રતિજ્ઞાઓ ગ્રહાવવી, જીવહિંસકોને સત્તાના બળે હિંસા કરતાં અટકાવવા. સંપ્રતિરાજાની પેઠે માંસાહારિયોને પણ સત્તાના બળે હિંસા કરતાં અટકાવવા. હિંસકો ગાય આદિ પ્રાણીઓને મારતા હોય તો સત્તાનું બળ ગમે તે રીતે મર્યાદામાં રહી અજમાવવું જોઇએ. નાના અને મોટા જીવોનું રક્ષણ કરવામાં પોતાની સત્તાયુક્તિના બળે અન્ય જનોને પણ તે કાર્યમાં પ્રેરવા, સત્તાના બળવડે જીવદયાનાં પુસ્તકો રચાવીને તેમજ છપાવીને સર્વત્ર તેવા

પુસ્તકોનો ફેલાવો કરવો ઈત્યાદિ લક્ષ્મીસત્તાથી અભયદાન જાણવું.

અભયદાન સમાન કોઈ જગતમાં દાન નથી, દ્રવ્ય અને ભાવ અભયદાન સમજવું જોઇએ. જીવોના પ્રાણ બચાવવા તે દ્રવ્ય અભયદાન છે અને સ્વ અગર અન્ય જીવોના જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણો ખીલે તે ગુણોનું રક્ષણ થાય તેવું બોલવું, તેવો ઉપદેશ દેવો, તેવી પ્રવૃત્તિ કરવી, આત્માના ગુણોનું રક્ષણ કરવું, અનંત ભવના દુઃખોથી આત્માને તેમજ અન્ય આત્માઓને છોડાવવા, સમકિત તથા ચારિત્રનો ઉપદેશ આપવો, શ્રી વીરપ્રભુનાં તત્ત્વો ઉપદેશવાં, આત્મજ્ઞાન ધ્યાન કરવું; ઈત્યાદિ ભાવ અભયદાન જાણવું.

સત્ય ધર્મ સાધકો વિચારશે કે અભયદાનથી પોતાને તથા અન્ય જીવોને અત્યંત લાભ થાય છે. અભયદાન દેનાર શ્રી શાંતિનાથના પૂર્વ ભવમાં મેઘરથ રાજાની પેઠે ઉત્તમ પુણ્ય પ્રાપ્ત કરે છે, સર્વ પ્રકારના દાનોમાં અભયદાનની શ્રેષ્ઠતા બતાવી છે. તે ઉપર **અભયપ્રદા રાણીની** કથા કહેવામાં આવે છે.

## અભયદાન વિષે અભયપ્રદા રાણીની કથા.

**ભવનગરમાં ચેતન** નામનો રાજા પંચેન્દ્રિય પ્રધા-

નોથી વિભૂષિત થયો છતો પ્રાણુ પ્રજાપર રાજ્ય કરતો હતો. એક દિવસે તે રાજાના નગરમાં હિંસક નામના ચોરે મોટી ચોરી કરી, અનેક ઉપાયોથી કોટવાળે ચોરને પકડયો અને રાજાની પાસે લાવ્યો. વિવેક નામના ન્યાયાધીશે ત્હેને ફાંસીની સજા કરી. કોટવાળ તે ચોરને નગરમાં ફેરવીને હાહાકાર થએ છતે સ્મશાનભૂમિ તરફ લેઈ જાય છે તેવામાં રાજા કાયા મહેલના દર્શન નામના ગોખમાં બેસીને તે ચોરનું ચરિત્ર જુએ છે. તે રાજાની સાથે તેની પાંચ રાણીઓ પણ બેઠી હતી, ચોરને દેખીને રાણીઓને દયા આવી, ચોરને બચાવવા માટે તેણીઓના આત્માઓ લલચાયા. **ઉચિતદાન** રાણીએ રાજાને નમસ્કાર કરી કહ્યું કે હે રાજન્! જો તમે મ્હારી ઉપર સંતુષ્ટ હો તો મ્હારૂં વચન માની આ ચોરને એક દિવસ માટે છોડો. રાજાએ તેણીનું વચન માન્યું. **ઉચિતદાન** રાણી પેલા ચોરને પોતાના ઘેર લેઈ ગઇ અને તેને ન્હવરાવ્યો, તેને સારૂ સારૂ ખવરાવ્યું, તેના શરીરે અત્તર લગાડયું, સારાં વસ્ત્ર પહેરાવ્યાં, દશ હજાર રૂપૈયા એક દિવસમાં તે ચોરને માટે વાપર્યા. બીજા દિવસ **કીર્તિદાન** રાણીએ પેલા ચોરને રાજાની પાસેથી માગી લીધો. કીર્તિદાન રાણી પોતાને ઘેર લઈ જઇ અને બહુ ઠાઠમાઠથી તેને ન્હવરાવ્યો. પોતાના ઘેર વાજિંત્ર વગડાવ્યાં. ભાટ ચારણોને પોતાની કીર્તિ

ગવરાવવા ખુબ દાન આપ્યાં. છાપાવાળાઓને પોતે ઉત્તમ કાર્ય કર્યું એમ જણાવવા ઘણું ધન આપ્યું. તે ચોરને એક દિવસ છોડાવવાની ખુશાલીમાં રાત્રિમહોત્સવ કરી ઘણો ઠાઠમાઠ કર્યો. એક દિવસમાં કીર્તિદાન રાણીને વીસ હજાર રૂપૈયાનો ખર્ચ થયો, ત્રીજા દીવસે **અનુકંપાદાન** રાણીએ પોતાના વર ( વચન ) પેટે રાજા પાસેથી ચોરને માગી લીધો. તે રાણી પેલા ચોરને પોતાના ઘેર લેઈ ગઇ. અનેક પ્રકારની ખાવા પીવા બાબત તેની ભક્તિ કરી, ત્રીશ હજાર રૂપૈયા ખર્ચ્યા. **સુપાત્ર** નામની ચોથી રાણી પણ ચોરને માગી પોતાના ઘેર લઈ ગઈ. ખાવા અને પીવા આદિ અનેક પ્રકારની ભક્તિ કરી. ત્હેની ભક્તિમાં ચાલીશ હજાર રૂપૈયા ખર્ચ્યા. પાંચમી **અભયપ્રદા** નામની ચેતન રાજાની રાણી હતી. પણ તેના ઉપર રાજાનો પ્યાર ન્હોતો. તેથી તેણીએ પૂર્વ વચનના પેટે પેલા ચોરને છોડાવવા રાજાને વિનંતિ કરી કહ્યું કે જો તમે તમારૂં વચન આપતા હો તો આ ચોરને સદાકાલને માટે છોડી દો. રાજાએ તેણીનું કહ્યું માની તેને છોડી દીધો. તેને પોતાના ઘેર **અભયપ્રદા** લેઈ ગઈ. ચોરને સામાન્ય ભોજન જમાડી તેને ખુબ અસરકારક ઉપદેશ આપ્યો. હિંસા અને ચોરીનો ત્યાગ કરાવ્યો અને કહ્યું કે, જા હું આજ ત્હને છોડી દઉં છું. તને કોઇ મારનાર નથી. આ પ્રમાણે રાણીનાં

વચનો સાંભળી પેલો ચોર અત્યંત આનંદ પામ્યો. પોતાનું મરણ થનાર નથી એવું નક્કી જાણવાથી ત્હેનો સઘળો ભય ટળી ગયો. પાંચ રાણીઓ પોતપોતાના કરેલા દાનની સ્પર્ધા કરવા લાગી. એક કહે મેં સારૂં દાન દીધું, બીજી કહે મેં સારૂં દાન દીધું. એમ વાદ કરવા લાગી. રાજાએ પાંચે રાણીઓનો વાદ ટાળવા માટે સભા સમક્ષ ચોરને બોલાવીને કહ્યું કે તું સાચું કહે કે કઈ રાણીએ દાનથી ત્હારા ઉપર મોટો ઉપકાર કર્યો. આમ સભાની આજ્ઞા મળવાથી ચોરે સભાસમક્ષ કહ્યું કે, પહેલી ચાર રાણીઓએ મ્હને એકેક દિવસ માટે છોડાવી ખુબ ધન વાપર્યું પણ બીજા દિવસે મરવાના ભયથી મ્હારા આત્માને આનંદ વા શાન્તિ મળી નહીં. પણ અભયપ્રદા રાણીએ જ્યારે અભયદાન આપ્યું ત્યારે મારા આત્માને ઘણો આનંદ થયો કે જેનું હું વર્ણન કરી શકું તેમ નથી. માટે હું અભયપ્રદાને વિશેષ ઉપકારી માનું છું. આયુષ્ય પર્યંતની તે શાન્તિ આપનાર છે.

આ પ્રમાણે ચોરનાં વચનો સાંભળી આખી સભા અભયપ્રદાને ધન્યવાદ આપવા લાગી. રાણીના બોધથી હિંસક ચોર મટી અહિંસક થયો. ખરેખર આ દૃષ્ટાંતને ખૂબ મનન કરીએ તો માલુમ પડશે કે અભયદાનની શ્રેષ્ઠતા ત્રણ ભુવનમાં ગાજી રહી છે એમ માલુમ પડયા

વિના રહેશે નહીં. ધર્મનું અભયદાન મૂળ છે, દ્રવ્ય અભયદાનથી દેવલોકનાં સુખ અને ઉત્તરોત્તર સિદ્ધનાં સુખ મળે છે. અને ભાવ અભયદાન પૂર્ણ હોવાથી તુર્તજ મોક્ષનાં સુખ મળે છે.

---

## ૧૩

### આત્મજ્ઞાન.

આત્મજ્ઞાનની મહત્તાની અવધિ નથી. સર્વ વસ્તુમાં સારમાં સાર આત્મજ્ઞાન છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે, **અપ્પ નાણેણુ ય મુણી હોઇ, ન મુણી અરણ્ણવાસેણુ—આત્મજ્ઞાનેન મુનિર્ભવતિ ન મુનિઃઅરણ્યવાસેન.** આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી મુનિ હોય છે પણ ફક્ત જંગલમાં વાસ કરવા માત્રવડે મુનિ હોતા નથી. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું મહા દુર્લભ છે. કોઇ આસન્નભવીને આત્મજ્ઞાન તરફ લક્ષ જાય છે. જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું. **એગં જાણઇ સો સવ્વં જાણઇ.** એકને જાણે છે તે સર્વને જાણે છે. આત્માનું જ્ઞાન કરવા માટે શ્રી સદ્‌ગુરૂની ઉપાસના કરવાની આવશ્યકતા છે. ગુરૂની કૃપાથી તેઓ મુખદ્વારા જે બોધ આપે છે અને

તેથી જે કંઇ અસર થાય છે તેવી અસર પોતાની મેળે પુસ્તકો વાંચવાથી પણ થતી નથી. હાલના કાળમાં આત્મ જ્ઞાન તરફ કોઈ ઉત્તમ જીવોનું લક્ષ ખેંચાય છે. કેટલાક મનુષ્યો ધર્મ ધર્મ પોકારે છે, પણ આત્મતત્ત્વ જાણ્યા વિના તેઓ સત્ય ધર્મ સાધી શકતા નથી. આત્મતત્ત્વ જાણ્યા વિના પુનર્જન્મ અને પુણ્ય, પાપ, બંધ અને મોક્ષતત્ત્વની શ્રદ્ધા થતી નથી. આત્મતત્ત્વ જાણવાથી હૃદયમાં સત્યવિવેક પ્રગટે છે અને સત્ય સુખ પ્રાપ્ત કરવા ઇચ્છા થાય છે.

આત્માના ત્રણ ભેદ છે. બહિરાત્મા-અંતરાત્મા અને પરમાત્મા. આ ત્રણ આત્માઓનું સ્વરૂપ સમજવાથી પોતે કયો આત્મા છે તેનો અનુભવ થાય છે.

બાહ્ય વસ્તુઓમાં આત્માને માનનાર બહિરાત્મા કહેવાય છે. મન-વાણી અને કાયાને આત્મા માનનાર બહિરાત્મા કહેવાય છે. મિથ્યાત્વદશામાં વર્તનારને બહિરાત્મા કહેવામાં આવે છે.

બહિરાત્માઓ અનેક છે. રાગ અને દ્વેષમાં સદાકાળ તેઓ લયલીન રહે છે. તેઓ પુણ્ય અને પાપનો ભેદ સમજતા નથી. દુનિયાની ઉન્નતિનેજ પોતાના આત્માની ઉન્નતિ ગણે છે. ખાવું-પીવું અને પહેરવું વગેરે સાંસારિક સુખો ભોગવવામાંજ તેઓનું જીવન ચાલ્યું જાય છે, સાંસારિક સુખને માટે તેઓ નીતિનો કવચિત્ સ્વીકાર કરતા

જણાય છે, પણ પોતાના આત્માનું સુખ મેળવવા નીતિનો સ્વીકાર કરતા નથી. બહિરાત્માઓ અસત્ય વસ્તુઓને સત્ય માને છે અને સત્ય તત્ત્વને અસત્ય માને છે. બહિરાત્માઓ વૈષયિક સુખને માટે સાંસારિક વસ્તુઓમાં રાચી માચીને રહે છે. સત્ય દેવ, ગુરૂ અને ધર્મનું તત્ત્વ સમજી શકતા નથી. દુનિયાની જડ વસ્તુઓમાં તેઓ સુખની શ્રદ્ધા ધારણ કરે છે. શરીરથી ભિન્ન અને પુનર્જન્મવાળા આત્માની શ્રદ્ધા તેઓના મનમાં ઠસતી નથી. કેટલાક બહિરાત્માઓ લોહીને આત્મા માને છે, કેટલાક શરીરની ઉષ્ણતાને આત્મા માને છે, કેટલાક બહિરાત્માઓ પંચભૂતના સંયોગને આત્મા માને છે; કેટલાક શ્વાસોશ્વાસને આત્મા માને છે. આમ બહિરાત્માઓ અજ્ઞાનથી અનેક કલ્પનાઓ કરે છે.

ખરૂં કહીએતો બહિરાત્માઓ નીતિના ઉચ્ચ સિદ્ધાંતોને પણ પાળી શકતા નથી. તેઓના મનમાં અનેક પ્રકારનાં પાપકર્મની બુદ્ધિયો હોય છે. પરભવ નહિ માનનાર બહિરાત્માઓ સરકારના ભયથી ફક્ત સુલેહશાંતિ જાળવી શકે છે, પણ મનમાં તો અનેક પ્રકારના પાપનાં વિચારો કરે છે. બહિરાત્માઓ ઉપરથી સારા દેખાય છે પણ તેઓનું હૃદય તપાસવામાં આવે તો કરૂણા ઉત્પન્ન થયા વિના રહે નહિ. બહિરાત્માઓ હિંસા કર્મથી પાછા હઠતા નથી

કારણ કે તેઓ એમ માને છે કે આપણે ક્યાં પરભવમાં જનારા છીએ, કારણ કે પરભવ નથી તેથી ત્હેમાં જવાનું નથી અને પાપ ભોગવવાનું નથી. આવી તેઓની બહિરાત્મ બુદ્ધિથી પરોપકાર, દયા આદિથી પરના ભલામાં તેઓ ભાગ લેઈ શકતા નથી. બહિરાત્માઓ એમ સમજે છે કે પરને કંઇ પણ વસ્તુ આપવાથી તે વસ્તુથી અન્ય સુખ લે છે તેમાં પોતાને ફાયદો મળતો નથી. આવી તેઓની ખરાબ બુદ્ધિના લીધે તેઓ જગતનું કલ્યાણ કરી શકતા નથી અને એક પાઇ પણ બીજાના ભલા માટે ખર્ચી શકતા નથી. બહિરાત્માઓને એકાંત જડ વસ્તુઓ ઉપર રાગ હોવાથી પૈસો પરમેશ્વર કરતાં પણ વિશેષ વ્હાલો લાગે છે. પોતાના ઘરને તેઓ સ્વર્ગ કલ્પે છે. ચમડી છુટે પણ દમડી ન છુટે એવી તુચ્છ બુદ્ધિને ધારણ કરે છે. બહિરાત્માઓ પ્રભુભક્તિ, ગુરૂભક્તિ અને ધર્મની વાતને વ્હેમ ગણી હસી કાઢે છે, ગાડી ઘોડા દોડાવવા; હવા ખાવી; લહેર મારવી; સારૂ સારૂ ખાવું પીવું, અને પોતાના શરીરને સાચવવામાંજ ધર્મ છે. બાકી અન્ય કંઇ ધર્મ નથી ઇત્યાદિ માને છે.બહિરાત્માઓ ધર્મી પુરૂષોની મશ્કરી કરે છે. બહિરાત્માઓ પાંચ ઇન્દ્રિયોનું પોષણ કરવામાંજ સુખ માની આત્માના સત્ય સુખથી ન્યારા રહે છે. જેમ દુર્ગંધી રોગી કુતરૂં જ્યાં ત્યાં

ખરાબ પરમાણુ સ્કંધોને ફેલાવે છે, તેમ બહિરાત્માઓના મનમાં પણ ખરાબ વાસના કૂદાકૂદ કરી રહી હોય છે. તેથી તેઓ પોતાના મિત્ર, પુત્ર અને સ્ત્રી વગેરે સંબંધીઓમાં પણ ખરાબ વિચારો ફેલાવે છે. જેમ હડકાયું કૂતરૂં પોતે પણ મરે છે અને બીજાઓને પણ કરડીને મૃત્યુ પમાડે છે, તેમ બહિરાત્માઓ પોતાનો નાશ કરે છે અને બીજાઓનો પણ નાશ કરે છે.

મિથ્યાત્વ વાસિત બહિરાત્માઓ પોતાના અશુદ્ધ વિચારોને જ્યાં ત્યાં ફેલાવે છે. મિથ્યાત્વી જીવોની અંતર ચક્ષુઓ ન ઉઘડેલ હોવાને લીધે તેઓ અંધની માફક પ્રવૃત્તિ કરે છે. કુદેવ, કુગુરૂ, અને કુધર્મમાં આસકત જીવો મુકિતમાર્ગ સન્મુખ થઇ શકતા નથી. બહિરાત્માઓ સ્વાત્મધર્મ મૂકીને પરભાવમાં સદાકાળ મગ્ન રહે છે. બહિરાત્માઓ સત્યતત્ત્વ સમજી શકતા નથી, અને જે સત્યતત્ત્વ માને છે તેને પણ ઉલટું સમજાવી ખરાબ વિચારોનું ઘર બનાવે છે. બહિરાત્માઓ મહા આરંભોનું સેવન કરે છે. બહિરાત્માઓ કુમતિના પ્રેર્યા સ્વપરનું કલ્યાણ કરી શકતા નથી. બહિરાત્માઓ બાહ્ય દુનિયાની ઉન્નતિને પોતાનું સાધ્યબિંદુ કલ્પે છે, નિવૃત્તિમાર્ગ તરફ તેઓની પ્રીતિ વર્તતી નથી. મિથ્યાત્વ સમયમાં પરદેશી રાજાનાં જેવાં આચરણ હતાં તેવાં બહિરાત્મીઓનાં આચરણ રહે છે.

તેઓ કર્મ અને આત્માનો અસ્તિત્ત્વભાવ સ્વીકારતા નથી. સ્વર્ગ, નરક. અને આત્માનો અસ્તિત્વભાવ સ્વીકારતા નથી. સ્વર્ગ, નરક અને મોક્ષ આદિનું અસ્તિત્વ સ્વિકારતા નથી. ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મનો સ્વીકાર કરતા નથી. સર્વજ્ઞનાં વચનમાં અનેક પ્રકારની શંકાઓ કરે છે. સર્વજ્ઞ કોઇ પણ છે એવો વિચાર તેઓ ધરાવતા નથી. નિંદ્યકર્મો કરવાથી પણ પાછા હઠતા નથી. જે જે આંખે દેખાય છે તેટલીજ વસ્તુઓનો તે સ્વીકાર કરે છે. પોતાની બુદ્ધિની બહાર જે જે વસ્તુઓ હોય તેને માનતા નથી. પ્રાયઃ આવી બહિરાત્માઓની દશા વર્તવાને લીધે તેઓ ધર્મી પુરૂષોને મારી પણ નાંખે છે. પોતાના અધર્મ વિચારો ફેલાવવા અનેક પ્રકારની કળાઓ કરી લોકોને પાખંડમાં દોરે છે. આત્માદિનું અસ્તિત્વ માનનારાઓને તેઓ મૂર્ખ ગણી કાઢે છે. બાહ્યની ઉન્નતિ માટે રાગદ્વેષમાં ફસી જઇ સત્યતત્ત્વ જોઈ શકતા નથી. તેઓ પોતાની તીવ્રબુદ્ધિનો દુરૂપયોગ કરે છે. પોતાનેજ સત્ય વિચારક પ્રોફેસર તરીકે ગણે છે. તેથી દુર્વિદગ્ધની પેઠે અનેક પ્રકારે સમજાવવામાં આવે તોપણ પોતાનો કક્કો છોડતા નથી. કોઇ મહાત્મા પુરૂષનો સંસર્ગ થતાં જીવાદિ નવતત્ત્વનો બોધ તેમાંથી કોઇ પામી શકે છે. જેઓ માર્ગાનુસારિના ગુણો પામે છે તેઓ આત્મતત્ત્વ સમ્મુખ

થઇ શકે છે. ભવસ્થિતિ પરિપાક દશાયોગે બહિરાત્માઓ આત્મતત્ત્વ સન્મુખ થાય છે અને સમ્યક્ત્વધર્મને પામે છે. જીવાદિ નવતત્વનું જ્ઞાન કરી તેની શ્રદ્ધાને ધારણ કરતાં અન્તરાત્માપણું પ્રાપ્ત થાય છે.



## અન્તરાત્મા.

જીવ, અજીવ, પુણ્ય, પાપ આશ્રવ, સંવર, નિર્જરા બંધ અને મોક્ષ એ નવ તત્ત્વ ને સાત નય, ચાર નિક્ષેપ આદિથી જાણી તેની શ્રદ્ધા કરનારને સમ્યકત્વ ગુણ પ્રગટ થાય છે. શરીર, વાણી અને મનથી આત્માને અન્તરાત્માઓ ભિન્ન સ્વીકારે છે, અન્તરાત્માઓ આત્માને આત્મા તરીકે માને છે અને જડને જડ વસ્તુ તરીકે માને છે. અન્તરાત્માઓ પુનર્જન્મ, મોક્ષ વગેરે તત્ત્વો સ્વીકારે છે. અન્તરાત્માઓ પુણ્યને વ્યવહારનયથી આદેય માને છે અને નિશ્ચયથી હેય માને છે, તેમજ પાપ તત્ત્વનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે. અન્તરાત્માઓ અષ્ટકર્મથી પોતાના આત્માને મૂકાવવા જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરે છે. શરીરમાં રહેલા છતાં પોતાને શરીરથી ભિન્ન સ્વીકારે છે. આત્માનો અસંખ્યાત પ્રદેશ છે અને તે પ્રદેશો નિરાકાર છે. આત્માના એકેક પ્રદેશે અનન્તજ્ઞાન, અનન્ત-

દર્શન, અનન્તચારિત્ર, અનન્તવીર્ય આદિ અનન્તગુણો રહ્યા છે. અનાદિ કાલથી ક્ષીરનીર સંયોગની પેઠે આત્માના પ્રદેશોની સાથે કર્મવર્ગણાઓ લાગી રહી છે. મુખ્યતાએ આત્માને આઠ પ્રકારનાં કર્મ લાગ્યાં છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અંતરાય, એ આઠ કર્મના ક્ષયથી અનંતજ્ઞાન, અનંતદર્શન, અવ્યાબાધ સુખ, ક્ષાયિકચારિત્ર, આદી અનંતિસ્થિતિ, અરૂપી. અગુરૂલઘુ, અને અનન્તવીર્ય એ આઠ ગુણ છે તેના પરિપૂર્ણ પ્રકાશ થાય છે.

આત્માની શુદ્ધ દશા કરવામાટે અન્તરાત્માઓ ગૃહસ્થધર્મ વા સાધુ ધર્મ અંગીકાર કરે છે; રાગદ્વેષનો ક્ષય કરે છે, અને કોઇ જડ પદાર્થ ઉપર રાગ વા દ્વેષ ધારણ કરતા નથી. કોઇ જડ પદાર્થને ઇષ્ટ વા અનિષ્ટ કલ્પતા નથી. ક્રોધ, માનાદિક દોષોને પ્રતિદિન ક્ષય કરવા આત્મ રમણતામાં આસક્ત રહે છે. બાહ્ય વસ્તુઓમાં તેમજ દેહ વગેરેમાં મમત્વભાવ કલ્પતા નથી. પ્રતિદિન ઉપરના ગુણસ્થાનકની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરે છે. મનમાં થતા વિકલ્પ સંકલ્પોને હઠાવતા જાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના અષ્ટાંગનું હદ પ્રમાણે સેવન કરે છે. આત્માના સ્વરૂપમાં જ શુદ્ધોપયોગ રાખે છે,

તેઓ ગૃહસ્થાવાસમાં રહી સંસારનાં કાર્ય કરે છે તોપણ સમભાવથી કરે છે. જ્ઞાનિનો ભોગ નિર્જરા હેતુ માટે થાય છે. એવી દશા લાવવા પ્રયત્ન કરે છે. સારાંશ કે, આત્માનું એવું ઉચ્ચજ્ઞાન મેળવે છે કે તેના પ્રતાપે ભોગાવલીકર્મના ઉદયે સંસારમાં ભોગ ભોગવવા પડે છે. તોપણ જલકમળની પેઠે અન્તરથી ન્યારા રહે છે. કામીના મનમાં જેમ કામ, લોભીના મનમાં જેમ દામ, જુગારીના મનમાં જેમ દાવની ધૂન લાગી રહી હોય છે, તેમ અન્તરાત્માઓના મનમાં આત્માની ધૂન લાગી રહી હોય છે. તેઓ આત્માનું ધ્યાન ધરે છે, સદનુષ્ઠાન સેવે છે, અને અસંખ્ય યોગમાંથી ગમે તે યોગોનું યથાશક્તિ આરાધન કરે છે. શ્રાવક વા સાધુઓ તરીકે અન્તરાત્માઓ મુક્તિપદનું આરાધન કરવા સદાકાળ લક્ષ્ય રાખે છે. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં લેપાતા નથી. અને આત્માના જ્ઞાન ધ્યાનમાં રમણતા કરી અપ્રમત્ત થઈ ઘાતી કર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન પામે છે. આયુષ્ય ક્ષયે સિદ્ધશિલાની ઉપર એક યોજનના ચોવીશ ભાગ કરીએ તેમાંથી તેવીસ ભાગ નીચે મૂકી ચોવીશમા ભાગ ઉપર સિદ્ધ ભગવંતો રહ્યા છે.

## " પરમાત્માઓ "

જે અન્તરાત્માઓ તેરમા ગુણઠાણે જઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓ સયોગી પરમાત્મા કહેવાય છે, અને જે

અયોગી થઈ મુક્તિમાં જાય છે તેઓ અયોગી સિદ્ધ, બુદ્ધ પરમાત્માઓ કહેવાય છે. સિદ્ધ પરમાત્માઓ સમયે સમયે અનંતસુખ ભોગવી રહ્યા છે. જન્મ, જરા અને મરણની ઉપાધિથી સદાકાળ દૂર રહ્યા હોય છે. મુક્તિમાંથી કદાપિકાળે સંસારમાં પાછા આવતા નથી. અનંત સુખમય દશામાં તેઓ સદાકાળ રહે છે. આવી દશા સર્વ અન્તરાત્માઓ પામી શકે છે.

જે અન્તરાત્માઓ કર્મનો ક્ષય કરે છે તે સર્વ પરમાત્માઓ થાય છે. આવી સિદ્ધદશા પ્રાપ્ત કરવામાટે આત્મજ્ઞાનની જરૂર છે. આંધળા અને દેખતા મનુષ્યોમાં જેમ ફેર છે, તેમ જ્ઞાનિયો અને અજ્ઞાનિયોમાં ફેર છે. આત્મજ્ઞાની આત્માના ગુણોને અભ્યાસબળવડે ખીલવે છે. ક્રોધાદિક દુષ્ટ શત્રુઓનો જ્ઞાનબળવડે ક્ષય કરે છે. આત્મજ્ઞાનિયો પરમાત્મપ્રતિ સાધ્યબિંદુ કલ્પે છે. જગત્ના પદાર્થોઉપર તેઓની ઉદાસીનવૃત્તિ રહે છે. બાહ્યની ઉન્નતિમાં તેઓનું ચિત્ત લાગતું નથી. તેઓ મનના ધર્મોને વશ કરે છે, માટે માનવબંધુઓએ આત્મજ્ઞાન મેળવી મુક્તિતરફ પ્રયાણ કરવું જોઇએ.

આત્મજ્ઞાન પામેલો આત્મા જાગ્રત થયો કહેવાય છે. જ્યાંસુધી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી ત્યાંસુધી જીવો સંસારમાં ઘોરનિદ્રામાં ઉંઘેલા જાણવા. આત્મજ્ઞાની પોતાના

આત્માની ઉચ્ચ દશા કેવી રીતે કરવી તે બરાબર સમજે છે. આત્મજ્ઞાનિની સર્વ ક્રિયાયો સફળ થાય છે. **પઢમં નાણું તઓ દયા.** પહેલું જ્ઞાન અને પશ્ચાત્ દયા, આ સૂત્રથી પણ આત્મજ્ઞાનની આવશ્યક્તા સિદ્ધ થાય છે. અનંત જીવો આત્મજ્ઞાન પામી મુક્તિ પામ્યા અને પામશે. આગમો તેમજ સદ્ગુરૂ સેવા વગેરે આત્મજ્ઞાન પામવાનાં પુષ્ટ આલંબનો છે. તેનો પરિપૂર્ણ શ્રદ્ધાપ્રેમથી આદર કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું. આત્મા જે વસ્તુ ધારે છે તે પ્રાપ્ત કરે છે ત્યારે પરમાત્મસ્વરૂપ પણ પોતાનું છે. આત્મજ્ઞાન પણ પોતાનો ધર્મ છે માટે ખરા અંતઃકરણથી પ્રયત્ન કરી સર્વ દોષોનો ક્ષય કરી અનંત ગુણોને આત્મજ્ઞાની પ્રગટાવે છે અને તે કર્મરહિત થઈ **પરમાત્મપદ** પ્રાપ્ત કરે છે. આવી આત્મજ્ઞાનની દશા માટે પુરૂષો અને બ્હેનોએ પ્રયત્ન કરવા જોઇએ.



## ૧૪

### સમાધિ.

જે દશામાં મનના વિકલ્પનો નાશ અને આત્માની સહજપણે સ્થિરતા અનુભવાય છે તેને સમાધિ કહે છે. દરેક દર્શનના ભેદે સમાધિના જુદા જુદા અર્થ કરાય છે.

સર્વ યોગમાં ઉત્કૃષ્ટ યોગ સમાધિ કહેવાય છે, સમાધિના બે ભેદ છે, **હઠ સમાધિ** અને **સહજ સમાધિ.**

હઠ સમાધિમાં પોતાનું ભાન પોતાને રહેતું નથી. જેમ મનુષ્ય ઘોરનિદ્રામાં સર્વ પદાર્થોને ભૂલી જાય છે તેમ હઠયોગની સમાધિમાં પણ શૂન્યાવસ્થા જેવો ભાસ થાય છે. તે વખતે રાગદ્વેષની પરિણતિ રહેતી નથી. મન તે વખતે શાંત રહેલું હોવાથી આનંદનો પણ અનુભવ થાય છે, પણ તેવી હઠ સમાધિમાંથી જાગ્રત થતાં મનની દશા હતી તેવી થઈ જાય છે. કોઈ વખતે હઠયોગી ક્રોધાદિકના આવેશમાં આવી ખરાબ ભાવનાથી અન્ય જનોનું બુરૂં પણ કરી શકે છે. જો કે હઠ સમાધિવાળો મનના વિકલ્પ સંકલ્પ અમુક વખત સુધી ભાન વિના રોકી શકે છે પણ તેથી તે સદાકાળને માટે તેવો રહી શકતો નથી. જાગ્રત થાય છે એટલે વાસનાઓના પાશમાં પણ ઉચ્ચજ્ઞાનના અભાવે પકડાય છે. સંપૂર્ણ રાગદ્વેષનો સદાને માટે તે ક્ષય કરી શકતો નથી, માટે તે રાજયોગ સમાધિના આનંદને પ્રાપ્ત કરી શકતો નથી. હઠ સમાધિમાં મનને ગોંધી રાખવામાં આવે છે અને સહજ સમાધિમાં અધ્યાત્મ જ્ઞાનના બળવડે જાગ્રત દશામાં પણ મન, વિકલ્પ સંકલ્પ રહિત થઈ જાય છે. હઠસમાધિ કરતાં સહજસમાધિ વિશેષતઃ ઉત્તમ છે. હઠસમાધિ અમુક અપેક્ષાએ સારી છે એમ તો કહી શકાય,

કારણકે હઠસમાધિવાળો પણ સહજ સમાધિમાં પ્રવેશ કરી શકે છે. એકાંતે કોઇ વસ્તુનો અપેક્ષાવિના નિષેધ નથી, હઠસમાધિનું વર્ણન અન્ય દર્શનીઓના ગ્રન્થોમાં ઘણું છે. અત્ર તો સહજ સમાધિની દશાનો વિચાર કરવામાં આવે છે.

મનમાં ઉત્પન્ન થતી રાગ અને દ્વેષની પરિણતિ વારવાથી મનની દશા નિર્મળ રહે છે, અને તે વખતે આત્મા પોતાની શુદ્ધ દશામાં રહે છે. શુદ્ધ દશાને સમાધિ દશા કહેવામાં આવે છે.

ક્ષયોપશમભાવમાં પણ વિકલ્પ સંકલ્પના અભાવે સમાધિ દશાનો અનુભવ થાય છે. અપ્રમત્ત યોગી મુનિવરો આવી ઉત્તમ દશાને વિશેષત: અનુભવે છે અને સહજ સમાધિમાં થતો અપૂર્વ આનન્દ રસ ચાખે છે.

સહજ સમાધિની પ્રાપ્તિ માટે અધ્યાત્મજ્ઞાનની અત્યંત આવશ્યક્તા છે. અધ્યાત્મ જ્ઞાનની ઉચ્ચ દશામાં જેમ જેમ વિશેષ પ્રવેશ થાય છે, તેમ તેમ મનમાં ઉઠતા રાગદ્વેષના વિચારો શમે છે. મન સ્થિર થવાથી આત્માના ગુણોમાં રમણતા કરે છે. સ્થિર દીપકની પેઠે શુદ્ધ ઉપયોગ પ્રકાશે છે. તે સમયમાં આખી દુનિયાથી પોતે ન્યારો છે, આનન્દમય છે, કંઇ પણ દુનિયામાં લેવું દેવું નથી, મ્હારૂં ત્હારૂં કંઈ નથી, મ્હારો આનંદ આત્મામાં છે એવો શુદ્ધ જ્ઞાન પ્રકાશ હોય છે. આવી દશા જેટલા વખત સુધી રહે છે

તેટલા વખત સુધી તે સિદ્ધના સમાન પોતાને અનુભવે છે. તે વખતે આત્માને જે આનન્દ થાય છે તે ચૌદરાજ લોકમાં પણ માય નહીં એટલો બધો હોય છે. આવી દશા ક્ષયોપશમભાવમાં સદાકાળ રહેતી નથી તોપણ જાગ્રત દશાની સમાધિની આનંદ ખુમારી ચાખતાં સહજાનન્દનો પરિપૂર્ણ નિશ્ચય થાય છે, તેથી તેને વિષયનાં સુખ તરફ મન ચોટતું નથી. તેથી તેના મનમાં રહેલા કામના સંસ્કારોનો ક્ષય થતો જાય છે. આત્મા અજ્ઞાન દશામાં પોતાનો શત્રુ છે અને જ્ઞાન દશામાં આત્મા જ પોતાનો મિત્ર છે એવો નિશ્ચય થવાથી બાહ્ય વસ્તુઓમાં રાગ અને દ્વેષ થતો નથી. બાહ્ય વસ્તુઓ તેમજ સગાં સંબંધી વગેરે કોઇમાં ઈષ્ટ અને અનિષ્ટપણાની ભાવના રહેતી નથી, આનન્દનો સમુદ્ર હું છું, નામ અને રૂપમાં બંધાયલી સંજ્ઞા વ્યવહારના યોગે છે અને તે જૂઠી છે, એમ તેને પોતાના અનુભવથી ભાસતાં શરીર, નામ વગેરેમાં હું તું ને ભાવ કલ્પતો નથી. સમાધિ કાળમાં ચૈતન્યપણું હોય છે, તેથી સર્વ વસ્તુઓનાં જ્ઞાન છતાં વિકલ્પ સંકલ્પ થતો નથી, કારણકે તે રાગદ્વેષના વિકલ્પોને શુદ્ધ જ્ઞાનથી હઠાવી દે છે તેથી મન શાંત પડે છે અને આત્માને અપૂર્વ આનંદ અનુભવાય છે.

સમાધિ દશામાં ધ્યાતા ધ્યેય અને ધ્યાન એ ત્રણની એકતા અનુભવાય છે. પોતાના જ્ઞાનાદિ ગુણોમાં તન્મયતા

અનુભવાય છે. રાગદ્વેષના વિકલ્પ સંકલ્પના અભાવે નિર્વિકલ્પક દશાનો અનુભવ થાય છે. ચોસઠ ઈન્દ્રનાં ત્રણ્કાળનાં સુખ ભેગાં કરીએ તો પણ આત્માના સુખની આગળ એક બિંદુ સમાન પણ નથી, એવી સહજ સમાધિનો અનુભવ ખરેખરા જે અધ્યાત્મ જ્ઞાનિયો હોય છે તે પ્રાપ્ત કરે છે.

ક્ષયોપશમ ભાવમાં આવી સમાધિ દશા અમુક વખત સુધી રહી શકે છે. પુનઃ અન્ય દશામાં ચિત્ત જાય છે, તોપણ આનન્દનું ઘેન સ્મરણમાં રહે છે અને સર્વપર ભાવ છોડી સમાધિ દશામાં રહેવાથી નિવૃત્તિપાણું સેવાય છે. પુનઃ ભાન દશામાં રમણતા કરતાં વિકલ્પ સંકલ્પ ટળે છે અને મનની એકાગ્રતા થતાં સહજ સમાધિ અનુભવાય છે. આવી દશામાં ચારિત્ર મોહનીય કષાયનો ઉપશમ વા ક્ષયોપશમ ભાવ હોય છે ક્ષયોપશમ ભાવની સહજ સમાધિમાં રમણ કરતો યોગી ક્ષપક શ્રેણિ આરોહી બારમા ગુણ ઠાણે જઈ ઘનઘાતી કર્મનો ક્ષય કરીને કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત કરે છે. ક્ષાયિક ભાવની સમાધિમાં કેવલીને ભાવમનના અભાવે સદાકાળ સમાધિ કહેવાય છે અને અયોગી કેવલીને દ્રવ્ય મન અને ભાવ મનના અભાવે સદાકાળ શુદ્ધ સમાધિ દશા વર્તે છે.

સંપ્રતિકાળમાં ક્ષયોપશમ ભાવે જ્ઞાની યોગિયો સહજ સમાધિને પ્રાપ્ત કરે છે.

જેમ જેમ આત્મજ્ઞાનની ઉચ્ચ દશા થતી જાય છે, બાહ્યમાં થતો અહંમમત્વ ભાવ ઉતરતો જાય છે, રાગ અને દ્વેષની પરિણતિ મંદ પડતી જાય છે, તેમ તેમ સમાધિ દશામાં વિશેષ વખત સુધી રહેવાય છે.

જેણે ધ્યાનમાં સારી રીતે પ્રવેશ કર્યો છે અને જે અત્યંત આત્મતત્ત્વનો અર્થી છે, જેની અત્યંત અધ્યાત્મ દશામાં તીવ્રતા છે, જેને કંચન, કામિની ઘર અને કુટું-બની જંજાળ ઉપરથી મમત્વ ભાવ ઉતર્યો છે, તેજ આવી સહજ સમાધિ દશાનો અધિકારી થાય છે. ધ્યાન અને સમાધિનો જેણે પૂર્વભવમાં અભ્યાસ કર્યો છે એવો પુરૂષ આવી સહજ સમાધિનો અધિકારી બને છે.

મુંગો ગોળ ખાય પણ તેનો રસ બીજાને કહી શકે નહીં તેમ સમાધિ દશાવાળો પોતાને જે સુખ થાય છે તે બીજાને કહી શકે નહીં. કદાપિ તે વાણીથી શબ્દદ્વારા કહી શકે, તોપણ અન્યો કે જેઓને સમાધિ દશા નથી, તેઓને તે દશાનું ભાન હોતું નથી, તેઓ તેથી માન્ય કરી શકે નહીં. અનુભવ વિના કદાપિ શ્રદ્ધા કરે તો શ્રદ્ધાના બળથી કરી શકે તે વિના તેઓને આગળ અન્ય ઉપાય નથી.

સમાધિ દશાવાળા અપ્રમત્ત યોગિયો સાંસારિક સુખોને હિસાબમાં ગણતા નથી અને તેથી તેઓ બાહ્યમાં સુખ બુદ્ધિ રાખતા નથી, તેનું કારણકે તેઓએ આત્મ પ્રદેશોમાં સુખનો અનુભવ કર્યો હોય છે.

મોટા મોટા જ્ઞાની પુરૂષો પણ સમાધિનાં સુખ વર્ણવી શક્તા નથી. તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો સહજ સમાધિ પ્રાપ્ત કરવી જોઇએ. પ્રયત્નશીલ સર્વ મનુષ્યો કંઈ સમાધિદશામાં આવી શકતા નથી. આ ભવમાં કેટલીક આરોગ્યતાની ખામી હોય છે તો તે અન્યભવ પા મીપૂર્ણ કરી સમાધિદશા પ્રાપ્ત કરે છે. વીતરાગ શાસ્ત્રોનો અભ્યાસ કરનારાઓ આવી સહજ સમાધિ પામી શકે છે અને તેના યોગે કેટલાક ચમત્કાર પણ પ્રાપ્ત થાય છે. આવી દશા ઉપર જેઓને પ્રેમ હોય છે તેઓ ગમે ત્યારે તેને પ્રાપ્ત કરે છે. પણ જેઓને દ્વેષ હોય છે તેઓ તો તેને ઘણા ભવે પણ પ્રાપ્ત કરી શકતા નથી. આવી સહજ સમાધિ પામવા ધ્યાન કરનારાઓ ઉદ્યમ કરો, મનની એકાગ્રતા કરો અને સહજાનન્દના ભોક્તા બનો. એજ **હિતાશીઃ**

ॐ शान्तिः शान्तिः शान्तिः



# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ તરફથી

# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજી ગ્રન્થ-

# માળામાં પ્રગટ થએલા ગ્રંથો.

| ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત. |
|---|---|---|
| ભજન સંગ્રહ ભાગ ૧ લો. | ૨૦૦ | ૦—૮—૦ |
| અનુભવ પચિશી. | ૨૪૮ | ૦—૮—૦ |
| આત્મપ્રદીપ. | ૩૧૫ | ૦—૮—૦ |
| પરમાત્મદર્શન. | ૪૦૦ | ૦-૧૨—૦ |
| જ્ઞાન દીપિકા. | ૧૯૦ | ૦—૬—૦ |
| ગહૂંલીસંગ્રહ ભા ૧ લો | ૧૧૨ | ૦—૩—૦ |
| વચનામૃત, | ૮૩૦ | ૦—૧૪—૦ |
| યોગદીપક; | ૩૦૮ | ૦—૧૪—૦ |
| જૈન ઇતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧—૦—૦ |
| કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૫૬ | ૦—૮—૦ |
| સુખસાગર ગુરુગીતા | ૩૦૦ | ૦—૪—૦ |
| ષડ્દ્રવ્યવિચાર, | ૨૪૦ | ૦—૪—૦ |
| સાબરમતીકાવ્ય, | ૧૯૬ | ૦—૬—૦ |
| પ્રતિજ્ઞાપાલન, | ૧૧૦ | ૦—૫—૦ |
| જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા,૧ લો. | | ૧—૦—૦ |
| મિત્રમૈત્રી, | | ૦—૮—૦ |
| જૈનોપનિષદ્; | ૪૮ | ૦—૨—૦ |

ધાર્મિક ગદ્યસંગ્રહ તથા

| | | |
|---|---|---|
| સદ્દુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ભજનસંગ્રહ ભા. ૮ મો. | ૯૭૬ | ૩—૦—૦ |
| કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| આત્મતત્ત્વદર્શન. | ૧૧૨ | ૦—૧૦—૦ |
| ભારતસહકારશિક્ષણ કાવ્ય. | ૧૬૮ | ૦—૧૦—૦ |
| શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ જો. | ૧૨૦૦ | ૩—૮—૦ |
| ગહુલી સગ્રહ ભા. ૨ જો. | ૧૩૦ | ૦—૪—૦ |
| કર્મપ્રકૃતિટીકા ભાષાંતર. | ૮૦૦ | ૩—૦—૦ |
| ગુરુગીત ગુંહલીસંગ્રહ. | ૧૯૦ | ૦—૧૨—૦ |
| આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦—૬—૦ |
| દેવવંદન સ્તુતિ સ્તવન સગ્રહ. | ૧૭૫ | ૦—૪—૦ |
| પુજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧—૦—૦ |
| ભજનપદસંગ્રહ ભા. ૯ મો. | ૫૮૦ | ૧—૮—૦ |
| ભજનપદસંગ્રહ ભા. ૧૦ મો. | ૨૦૦ | ૧—૦—૦ |
| પત્રસદ્દુપદેશ ભા. ૨ જો. | ૫૭૫ | ૧—૮—૦ |
| ધાતુપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨ જો | ૨૨૫ | ૧—૦—૦ |
| જૈનદૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન, | ૩૬૦ | ૧—૦—૦ |

પૂજાસંગ્રહ દ્વિતીયાવૃત્તિ તથા અન્ય પૂજાઓ સહિત— ભાગ ૨ બીજો.

| | |
|---|---|
| સ્નાત્રપૂજા, | ૦—૨—૦ |
| શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવન ચરિત્ર | ૦—૪—૦ |

# સુબોધક સચિત્ર પુસ્તકો.

| | કિં રૂ. આ. પા. |
|---|---|
| કુસુમકાન્ત ભા. ૧ સચિત્ર. ... | ૩—૪—૦ |
| કુસુમકાન્ત. ભા. ૨ જો. ... ... ... | ૩—૪—૦ |
| કુસુમકાન્ત. ભા. ૩ જો ... ... ... | ૩—૪—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧–૨ જો. સચિત્ર ... | ૭—૦—૦ |
| કાળરાત્રિ ભા. ૧–૨ જો. સચિત્ર ... ... | ૬—૦—૦ |
| પદ્મલતા. સચિત્ર. ... ... ... | ૩—૦—૦ |
| વસંત--વિજય ભા. ૧–૨–૩–૪. સચિત્ર. | ૧૨—૪—૦ |
| ઝેરીજમાનો ભા. ૧–૨–૩. સચિત્ર. ... | ૭—૦—૦ |
| ઝેરીજમાનો ભા. ૪–૫ ... ... ... | ૪—૦—૦ |
| બહાદુરબાળા ભા. ૧–૨ જો. સચિત્ર ... | ૩—૦—૦ |
| જુલ્મીજાલીમ. સચિત્ર. ... ... ... | ૩—૦—૦ |
| કુન્જ–કિશોરી. સચિત્ર. ... ... ... | ૨—૮—૦ |
| વિશ્વમોહિની ભા. ૧–૨–૩–૪ ... ... | ૮—૦—૦ |
| વિશ્વમોહિની .ભા. ૫–૬--૭--૮. સચિત્ર ... | ૮—૦—૦ |
| કૈલાસકુમારી ભા. ૧--૨ જો ... ... | ૪—૦—૦ |
| માયાવીમોહિની ... ... ... | ૩—૦—૦ |
| કુમુદકુમારી. સચિત્ર. ... ... ... | ૩—૦—૦ |
| રત્નગઢનીરંભા સચિત્ર ... ... ... | ૩—૦—૦ |
| વાસન્તિ. ... ... ... ... ... | ૨—૦—૦ |

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.**

શાહપુર વડવાળીમહેતાપોળ—**અમદાવાદ.**

મુદ્રકઃ—પુરસોતમ શંકરદાસ પટેલ
**ઉત્કૃષ્ટ મુદ્રણાલય** નં. ૫૬૭ ગાંધીઓળ—**અમદાવાદ.**

આતો જરૂર વાંચોજ.

## કાળરાત્રિનું ખૂનીખંજર

**ભાગ ૧—૨ જો. આવૃતિ પાંચમી.**

આ પુસ્તકનાં વધુ વખાણ કરવાં એ હવે ઉચિત નથી. કારણ કે ઘણા ટુંકા સમયમાં પાંચ આવૃત્તિઓ નીકળી ચૂકી છે. આ પુસ્તક જેમણે વાંચ્યું છે તેમણે મુક્ત કંઠે વખાણ્યું છે. સુંદર રંગ બેરંગી ચિત્રો, અદ્‌ભૂત ચમત્કૃત પ્રસંગો અને દળદાર આ પુસ્તકના બન્ને ભાગ જુદા જુદા સોનેરી પાકા પૂંઠાથી બાંધેલા છે. પ્રથમ ભાગનું મૂલ્ય માત્ર રૂા. ૩) ત્રણ છે અને બીજા ભાગનું પણ રૂ. ૩) ત્રણ છે.

લખો:—

**સત્યેંદ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર—અમદાવાદ.

## પેશાવરની પદ્મિની

પંજાબ કેશરી મહારાજા રણજીતસિંહજીના રાજ્યકાળનો આકર્ષક ચિતાર, અફગાન અધિકારીયોની આપખુદી—જુલ્મ—ત્રાસ, સતી સ્ત્રીયોની અડગ શીયળ ભક્તિ વગેરેથી પરિપૂર્ણ રસપૂર્ણ ઐતિહાસીક નવલકથા. મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ દોઢ.

**નવીન નવલકથા.**

## વાસન્તિ.

એક પેશાકર રમણીની કરૂણ કહાણી, પ્રેમની પરાકાષ્ટા, પ્રેમીના કલ્યાણને માટે આત્મ બલીદાન. સદ્‌ગુણ વગેરે વાંચનાં વાંચકોથી કંઈક અલૌકિક આનંદ અનુભવાશે કીંમત રૂ. ૨—૮—૦

## હરિગીત.

જય ભારતી ! રળિયામણી ! સહુ તિર્થને ઘટ ધારિણી,
જય જય રસીલી યોગિની ! આર્યો તણી ઉદ્ધારિણી;
શક્તિ અનંતી ધારિણી, દુઃખ વારિણી વિશ્વ ભલી,
વર્ણે વિવિધે શોભતી, ભાવેન... .... ....वंदेमातरम्.
તુજ આરતી ભાનુ બન્યો, તારા શશી છે ચંદ્રવો,
કરતા નવગ્રહ સેવના, કરતાજ દેવો ઉત્સવો;
ધર્મી જનોને ધારિણી, બ્રહ્માણી રસથી રેલતી,
શ્રુતિ હંસવાહિની નિર્મળી, ભાવેન. ....વંદેમાતરમ્.
શ્રદ્ધાળુમાં શક્તિ ભરે, નાસ્તિક સંશયી જન મરે,
તુજને ભજે જે ભાવથી, તે ભાવ ફળ અર્પણ કરે;
પ્રસવેજ જ્ઞાની ભક્તને, શૂરા જનોને નિર્મળી,
ચક્રેશ્વરી પદ્માવતિ, પ્રીત્યાજ ... ....વંદેમાતરમ્.
સંકટ થકી ઝટ વારતી, દુઃખોદધિથી તારતી,
સત્યપ્રદાતા શારદા, ભક્તો સકળ ઉદ્ધારતી;
નવ નવ રસે વહેતી રહે, પર્યાય નવ નવ ધારતી,
અજવાળતી નિજ કુખને, ભાવેન ....વંદેમાતરમ્.
ચૈતન્ય જડ શક્તિ ભર્યા, તુજ પુત્ર જગ ઉદ્ધારશે,
અધ્યાત્મ શક્તિયો વડે, તુજ મુખ જગ અજવાળશે;
સ્વાતંત્ર્ય પ્રીતિ સત્યને, સુખ શાંતિ જગ ફેલાવશે,
અધ્યાત્મ અંબા **भारती भावेन... ... वंदेमातरम्.**